# તુરરાના.

## સુબોધ મનોરંજક ગુજરાતી ખ્યાલો

### ભાગ પહેલો.


બનાવનાર તથા છપાવનાર

**ઠકર મણીરામ જીવણ તુરરાવાલા**

**માલેક પોતે.**


**બેત.**

શુરૂમા તું કરયાદ કીરતારની,
રચી જેણે રચના આ સંસારની,
ભણીને તુ પીંગળ ગુણી મતસોધ
પછી કવ કથન મથમથન દે સુબોધ,
આ ખ્યાલોને વાંચો તું નર ધરજે ધ્યાન,
જેથી ઝટ પ્રગટ થાસ ઘટઘટમા ગ્યાન,
લે ગુણી તું ગીણી સુભ મણીકર જતન,
મણીરામે સુરચ્યા ગણીને રતન.


મુંબઈ:

અંગ્રેજી તથા ગુજરાતી 'જોબ પ્રીંટીંગ' પ્રેસ.

૧૮૯૨.

**કીંમત રૂ૦॥**

# તુરરાના.

## સુબોધ મનોરંજક ગુજરાતી ખ્યાલો.

### ભાગ પહેલો.

બનાવનાર તથા છપાવનાર

**ઠક્કર મણીરામ જીવણ તુરરાવાલા**

**માલેક પોતે.**

**બેત.**

શુરૂમાં તું કરયાદ કીરતારની,
રચી જેણે રચના આ સંસારની,
ભણીને તું પીંગલ ગુણી સત્યસાધ,
પછી કથ કથન મથમથન દે સુબોધ,
આ ખ્યાલોને વાંચી તું નર ધરજે ધ્યાન,
જેથી ઝટ પ્રગટ થાસે ઘટઘટમા ગ્યાન,
લે ગુણી તું વીણી સુભ મણીકર જંતન,
મણીરામે મુક્યા ગણીને રંતન.

મુંબઈ:

અંગ્રેજી તથા ગુજરાતી "જોબ પ્રીંટીંગ" પ્રેસ.

૧૮૯૨.

**કીંમત રૂ૦॥**

# દીબાચો

આ નાદર પુસ્તકમાં સઘલા ગુજરાતી કીસ્સા કાહાનીઓના તથા બોધકારક ઘણાજ દીલને અસર કરનારા થોડા ને મોટા ખ્યાલો લીધામાં આવેલા છે "ભાગ પહેલો સુબોધ મનોરંજક તુર્રાના ગુજરાતી ખ્યાલો."

એવી રીતનું નવું નાંમ આપેલું છે. તેનું કારણ એ છે જે અમે અમારા બીજા ભાગના દીબાચામાં લખી ગયા હતા કે આવતા ત્રીજા ભાગમાં ઉર્દુ, ફારસી, અરબી, ખ્યાલો તે સાથે ઉસતાદ જરી ફની ગજલોબી છપાવામાં આવસે. પણ તે તીજા ભાગને વીલમ લાગા વાથી મારા ઘણાએક દોસતો તથા મારા ગાયનોના સોખીન સજનો ઘણાજ અધીરા થઈ મારી ઉપર ભલામણ પત્રો મોકલવા લાગ જેમાં મુખ્ય કરીને સુરતવાસીઓ તથા રંગુનવાલી કે ગોવીંદરાંમ કંપનીથી મોટી ભલામણો લખાઈ આવી હતી કે હાલમાં થોડાએક બોધકારાક સારા ગુજરાતી લોક પ્રીય ખ્યાલો છપાવસો તો સોખીનો સુ જનોની તક સચવાસે મેં તેઓની પ્રાય આતુરતા ઘણાજ ઉપકાર સાથે સવીકારી પોતે જાતે મેહેનત લઈ આ નવા નામના પુસ્તક માં સુબોધ ખ્યાલો બનાવી તથા છપાવી પ્રસીધ કીધા છે. જેમાં ઉસતાદોનો તથા લાગતા વલગતાઓનો કોઇનો પણ હક લાગુ પડતો નથી.

હવે મારા નવે નામના ભાગો એક પછી એક બાહાર પડતા જસે જેની ખરી ખુબી આગલ જતા માલમ પડસે અને ગુણી સજનો આ મારી નાકેસ કોસેસમાં ભલા મતનું મને ઉત્તેજન આપસે બસ એટલી આસા રાખું છું.

આ પુસ્તકમાં પ્રથમતો મી૦ દાદાભાઈ નવરોજજી વીલાતવામાં પારલામેંટના મેમબર થયા છે તેઓની તારીફમાં એક ગીત લખી છે જે ઇંદર સભાની રાહાપર મસનવીમાં પણ ગવાય છે ને બાદ કીરતારની તારીફો, પ્રાથનાઓ નસીયતો, બોધો માહારાણીજીની તારીફ, પતીવ્રતા સતીઓના સતપણાના દાખલાઓ, બાદ સ્ત્રી ચરીત્રોના ખ્યાલો, પરનારી વીસે બોધ, તેમજ બે પાક દામનની બાનુ

આ પીરોજબાઈ તથા બચુબાઇનો દુખદાયક મરણનો ટાવરવાલો ખ્યાલ, એક લોભી સેઠને ત્રણ ધુતારાનો બોધકારક દાખલો ઘણોજ હસવા લાયક વેગણા પાનડીના લગનનો કેદબંદી ખ્યાલ, પાચ તત્વનો ઝઘડો, નાએકાનુ વરનન તે બાદ વીકમ પ્રધાનનો ઘણોજ કરૂણારસ દુખદાયક ખ્યાલ તે બાદ દોસોની દોસતીનો પ્રેમપ્રીતનો દાખલો નાએકાઓના વીલાપો કલીયુગનું વરનન છેલો નમનતાઈ ભરેલી અરજીનો ખ્યાલ.

બાદ સમાપ્ત.

સુબોધ મનોરંજક તુરરાના ગુજરાતી ખ્યાલોના સોખીન સજનોથી કે ગોવીંદરામ કંપનીને કેટલાએક સાહેબોએ ભલાણ કર્યાથી કે ગોવીંદરામ કંપનીએ મારી ઉપર ભલામણ લખી આ કામ સોપ્યું તેથી મે મારી મોટી ખુશીથી આ નવે નામના ખ્યાલોના પુસ્તકો છપાવી બાહાર પાડયા છે માટે આ પ્રસંગે મુંબઇવાસીઓ મારા મીત્રોનો તથા મારા ગાએનોના સોખીનોનો તથા ગંગુનવાલી કે ગોવીંદરામ કંપનીનો હું મોટો આભાર માનું છું.

તાજેકલમ=હવે ગુણીજનોએ જાણવુ જોઇએ કે એક મોટો દીવો બલતો હોએ તેનો ઝનકાર આસપાસ ઘણોજ પ્રકાસે છે પણ નીચે જોતા ઘણુંજ અંધારૂ માલમ પડે છે તેમજ નાના દીવા નીચે ઘણું થોડું અંધારૂં દેખાએ છે માટે આ મારા નાના લખાણમાં અથવા મારા નાચીજ ખ્યાલોમા કાઇ પણ ભુલચુક હોએતો ગુણીજનોએ મેહેરબાનીની રાહે દરગુજર કરવી જોઇએ.

લા૦ ઠા૦ મનીરામ જીવણ તુરરાવાલા.

—o—

## ગમે તેવી આફત પડે પણ ધીરજ નહી મુકવી.
## ધીરજના ફલ મોઠાંછે.

### ખેત તથા મરાનવી.

દાતગર તે દાતા ધીરજનો ધણી,
દાદાભાઈની મદદ લીધી ઘણી,
ભાવ રાખી પુરો વીલાતે ગયા,
ઈરાદો અતી મન કરી ત્યા રહયા.
ન હીમતને છોડી ન છોડયું તું પન,
વગર મેમબર થાવે ન જાવુ વતન,

રોજીંદો અભીયાસ કરતા હતા,
જતા આવતા ધ્યાન ધરતા હતા,
જીવુ કે મરૂં બસ ન પાછો જઈસ,
પારલામેંટનો મેમબર નીસ્ચે થઈસ,
રહીને વીલાતમા લડતો કરી,
લાખો રૂપીયા ખોયા પણ હીમત ધરી,

મેંનતનો બદલો લીધો બસ પુરો,
ટલ્યો કોઈનો ટાલ્યો ન તે નર સુરો,
નામવંતા નવરોજજીનું ભાગ્ય ધન,

મેલ્યુ જેણે પાછલ અમુલ્ય રતન,
મળી માનવંતા સભાઓ ભરેછે,
બસ દાદાભાઈના વખાણો કરેછે,
રહયુ નામ દુનીયામાં કાયમ સદા,
થયો કોઈ ન થાસે એવો નર કદા,
યાદ જેણે દાતાની દીલથી કરી,

છે ધીરજની વસતુ મોઠી રસ ભરી,
મનીરામ કહેછે ભલુ સહુ થસે,
હીનદુસ્તાનનું દુખ સરવે જસે.



# તુરરાના

## સુબોધ મનોરંજક ગુજરાતી ખેયાલો.

---

કીરતારની તારીફ.

**( રંગત સીકશતાની. )**

સભામા સમરૂ પ્રથમ હું તેને જેની લીલા વેદ ચારમાછે,
પશુમા પક્ષીમાં જીવહરમા પ્રગટ સર્વ નરને નારમાછે,
નીરાકાર નર હરીનીરનજન કરી જુવોતો આકારમાછે,
પવનમા પાનીમા તેજમા તે ગ્યાની ગુણીના વીચારમાછે,
આભમા ધરતીમા સાતો થલમા હરીતે હરએક સારમાછે,
ગ્રંથોમા પોથીમા પુસતકોમા અપારમાયા ન પારમાછે,
નજર ન આવે ન કોઇથી છેટા હરએક ઘટ તારતારમાછે,
પશુમા પક્ષીમા જીવહરમા પ્રગટ સર્વ નરને નારમાછે. ૧

મસીદમાં મંદરમા મનમા તનમા પ્રસીદ હરી સર્વ કારમાછે,
કાબામા કાસીમા દુવારકામા દયા નીધી હર હરદુવારમાછે,
પંડીતમા મુલ્લામાં મૌલવીમા ધ્યાનીમા ને ધુંનધુંકારમાછે,
રૂશીમા ભગતોમા તપસીઓમા હરએકના તે વીચારમાછે,
માટીમા પાણીમા પરવતોમા વસતીને વન બાગો બાહારમાછે,
પશુમા પક્ષીમા જીવહરમા પ્રગટ સર્વ નરને નારમાછે. ૨

ઝાડમા ડાલીમા પાન ફુલમા ફલોમા પ્રમીના પ્યારમાછે,
પરીમા જીનોમા દેવતામા ફકીરોમા તાજદારમાછે,
તે માનતામા ને મુરતીઓમા તે નીરધનોના આધારમાછે,
ગોહરમા મોતીમા લાલ લાખોમા લાલ એક તેજદારમાછે,
નજર ન આવે ન કોઇથી છેટા હરએક ઘટ તારતારમાછે,
પશુમાં પક્ષીમા જીવ હરમા પ્રગટ સર્વ નરને નારમાંછે. ૩

ભાવમા ભજનોમા ભગતીઓમા ભગત જનોના આધારમાછે,
ગંગામા જમનામા સ્વરસતીમા તે સપ્ત સાગરની ધારમાછે,
ખીયાલમા કવીઓમા ગગણીમા રંગીલો હર રંગદારમાછે,
જરીફમા દારામા મીરમા તે અમીર કંઈ એક હજારમાછે,
મણીરામમા ને નામ સઉમા તે યાર એક લાખો યારમાછે,
પશુમા પક્ષીમા જીવહરમા પ્રગટ સર્વ નરને નારમાછે. ૪

## ( રંગત સીકસતાની. )

તે જાની મારો હું તાબે તેને ભુખો હું તેના દીદારનોહ્યું,
દયાનો દરશણનો રજ ચરણનો હું દાસ દીલથી તે યારનોહ્યું,
નમાલ ધનનો નકોઇ જનનો નભુખો હું ઘરને બારનોહ્યું,
માયાનો મીલકતનો દોસ્તનો હું ન આશક કોઇની નારનોહ્યું,
ન ભુખો હું રાજપાટનોહ્યું ન દોસ્ત કોઇ પઇસાદારનોહ્યું,
ન ભુખો વસતીનો વનનો ફુલનો ન ભમરો હું બાગો બાહારનોહ્યું,
તે દાની મારો હું ભીખશુ તેનો હું પ્રેમી બસ તેના પ્યારનોહ્યું,
દયાનો દરશણનો રજ ચરણનો હું દાસ દીલથી તે યારનોહ્યું. ૧

ન માત પીતુ ન બેન બંધુ સગો ન કોઇ હું પરવારનોહ્યું,
ગાડીનો ઘોડાનો પાલખીનો ન સોખી હું કોઇ સણગારનોહ્યું,
ન મોલ મેડી ન ખેતીવાડી ન તલાવી કોઇ તાજદારનોહ્યું,
મસીદનો મંદરનો દેવતાનો પુજારી નહી કોઇ દુવારનોહ્યું,
તે તાત મારો હું શુત તેનો સીકારી હું તે સીકારનોહ્યું,
દયાનો દરશણનો રજ ચરણનો હું દાસ દીલથી તે યારનોહ્યું. ૨

ન કોઇ તીર્થનો તીર્થવાસી ન ભોગી કોઇ વીભીચારનોહ્યું,
ગ્યાનીનો ધ્યાનીનો સંતનો હું ન મીત્ર કોઇ ગમારનોહ્યું,
ન જાત મારી ન જાત તેની અજાત હું એ પ્રકારનોહ્યું,
વલ્લભનો વાહલાનો વસકરણનો હું વહાલો પ્રેમી કીરતારનોહ્યું,
તે દાની મારો હું ભીખશુ તેનો હું પ્રેમી બસ તેના પ્યારનોહ્યું,
દયાનો દરશણનો રજચરણનો હુ દાસ દીલથી તે યારનોહ્યું. ૩

કહે દાદાભાઈ સમજ તુ ગ્યાની હું આશક પરવરદીગારનોહ્યું,
ચાંદનો સુરજનો દેવતાનો પાણીનો હું પ્રેમી ચારનોહ્યું,
રટે મનીરામ રામ મુખથી કહેદાસ હુ પાલનહારનોહ્યું,
હરીનો હરનો પ્રભુનો શીવનો હું ભગત પ્રેમી મુરારનોહ્યુ,
ગુપ્ત જબાની મુકીમે છદમાં વેપારી હુ છંદ બજારનોહ્યુ,
દયાનો દરશણનો રજ ચરણનો હુ દાસ દીલથી તે યારનોહ્યુ. ૪

---

બોધ.

## ( રંગત શીકસતાની. )

અરે મુસાફર તુ જાગ ઉંઘથી સવાર થઇ ગઈ જો તું નજરકર,
કયાંથી આવ્યો ને કયાં જવાનો તેનીતું મનમાં હવે ફકરકર,
ફરેછે જંગલમા બહુ લુટારા નતુ મુસાફર હ્યાં તારૂ ઘરકર,
ઘણી તે મંજલ કાપી હ્યાંની હવે તુ પાછી ત્યાની સફરકર,
માલ જે લેવાનો હોય્મે તે લઇ લે ન વાર તેમા ગુણી ચતરકર,
જે માલમા તુને થાય્મે નફો તે માલની તું ખરીદ નરકર,

ન સુઈ રેહેતો ન જાતો આગલ પાછી નજર તારા ઘર ઉપરકર,
કયાંથી આવ્યો ને કયા જવાનો તેની તુ મનમા હવે ફકરકર. ૧

છે એકલો તું લુટારા ઝાઝા માટે મુસાફર તુ તેનો ડરકર,
છે ઘેર લાંબુ ને બીક ભારી માટે તું જાવાનો કંઇ હુનરકર,
જે નગ્રથી તુ આવ્યો મુસાફર તે હાથ પાછુ તારૂ નગરકર,
ન ફસતો અધવચમાં કંઈ જઇને વીચાર તેનો તું મન અંદરકર,
સત માન મારૂ કહેવું મુસાફર ન માનસેતો ખોસે વકરકર,
કયાંથી આવ્યો ને કયાં જવાનો તેની તું મનમા હવે ફકરકર. ૨

છે બોજો ભારી આ તારી પાસે તે સ્વાધીન કોઇને તું માલ જરકર,
થઇને જોગી જા પાર ઉતરી અસલનું ઘર તારૂ જઇને સરકર,
ઘર બેઠા મલસે વીયાજ તુને તે માલપર તું તારી ગુજરકર,
ન અમથો ફરતો ન ભટકી મરતો ન કામ કોઇને પુછયા વગરકર,
ન સુઈ રહેતો ન જાતો આગલ પાછી નજર તારા ઘર ઉપરકર,
કયાંથી આવ્યો ને કયાં જવાનો તેની તું મનમા હવે ફકરકર. ૩

તજ માલ જરને ભજ લાલ હરને હરી જનોથી ન નર અંતરકર,
ત્યાગ તું ગફલતને જાગ મુરખ હજીબી કહુંછું તું મન અસરકર,
છે સાચો સાહેબ તે તારો મારો હું તુને કહુંછું તુ મુખથી હરકર,
કહે દાદાભાઈ હરીજનોથી ન મુર્ખ હરગીજ તું જીકરકર,
અરે મનીરામ છંદ ગાઈને નામ ગુરૂનું સદા અમરકર,
કયાંથી આવ્યો ને કયા જવાનો તેની તું મનમા હવે ફકરકર. ૪

—o—

બોધ.

## ( રંગત શીકશતાની )

સદા ન રહેવાની જુવાની જાની સફાઇ ચહેરાની કારી થાસે,
જેને તુ કહેછે કે મારીમારી એ માયા અંતે ન તારી થાસે,
ન માત પીતુ ન બેન બંધુ ન અંતની સાથી નારી થાસે,
ન મોહલ મેડી ન બંગલા વાડી સઉ એક ઘડીમા અકારી થાસે,
આ કાયા માયા છે ફક્ત છાયાં ન નર તે કોઇનીબી પીયારી થાસે,
જો તું શમજસે છે મીઠી માયા તો મીઠા કરતાંબી ખારી થાસે,
ન જોતો માયા ન મોહતો મુરખ નહીતો તારી ખુવારી થાસે,
જેને તુ કહેછે કે મારી મારી એ માયા અંતે ન તારી થાસે. ૧

તજીને માયા ભજીલે હરને તો કીર્તી નર તારી સારી થાસે,
હરીને ગાસે તોતુ ગવાસે મન કામના તારી ધારી થાસે,
જો ધન ખરચસે ધણીના નામે તો નર ન કોઇદી ભીખારી થાસે,

દયાનો દાની થા ધર્મ ધ્યાની ત્યાં કીરતી વાહા ચરચા ભારી થાસે,
ન થઈ થવાની આ માયા કોઈની ન રેહેસે પાસે તે ન્યારી થાસે,
જેને તું કહેછે કે મારી મારી એ માયા અંતે ન તારી થાસે. ૨

તજીને ભગતી ભજીસ માયા કદી તુ તેનો પુજારી થાસે,
તો ત્યાંથી જાસે તુ ખાલી હાથે વાહ કાલ તારા શીકારી થાસે,
મેલી દે માયાની મમતા ભાઇ તો સાહાયે તુને મુરારી થાસે,
જાસે તુ એક પલમા સ્વર્ગ ધામે હરીથી વાંહ મીત્રાચારી થાસે,
ન જોતો માયા ન મોહતો મુરખ નહીતો તારી ખુવારી થાસે,
જેને તું કહેછે કે મારી મારી એ માયા અંતે ન તારી થાસે ૩

હરહરને રટસે તુ હરઘડી નર તો જગમા નર નામદારી થાસે,
નહીતો પસતાસે અંતમા તું જે વખ્તે જાવાની તઈયારી થાસે,
સમજે છે પ્યારી તુ ન્યારી માયા એ માયા તારી ન મારી થાસે,
કહે દાદાભાઈ છે મોહની માયા તે અંતે ભાઇ નકારી થાસે,
મનીગમ કહે તરીસ તુ પલમા જો હર ભજનનો વેપારી થાસે,
જેને તું કહેછે કે મારી મારી એ માયા અંતે ન તારી થાસે. ૪

——o —

માહારાણીજીની તારીફ.

## ( રંગત સીકસતાની. )

માહારાણીજી અમર રહો જગમા કાયમ રાજ સરદારી તમારી,
લેજો કરોડોના રાજભારી એ પ્યારી ન્યારી વીનતી અમારી,
કાજ કીધા તમેરૂડા હજારો અમારે કાજે સુધારી આજે,
કુશલ કલાનો કરી વધારો નીતીને છાજે નવી કલાજે,
વીચારી ધારી વીદયા વધારી તે નીયાજે ગાજે છે એક અવાજે,
નવા નવાજે હુનર સમારી જોઇ કફાજે ધનીઓદાજે,
નેકીની કીરતીથી આલમસારી ગાએ તમારી સઉ હીન્દ નારી,
લેજો કરોડોના રાજભારી એ પ્યારી ન્યારી વીનતી અમારી. ૧

ખાલી હુંનરની ચાવી સદાની વેપાર ધાઇ વધી કમાઇ,
દાદ દયાની છે રાજધાની નથી ઠગાઇ દયાલુ માઈ,
સર્વ ગ્યાનીમા તમોછો ગ્યાની પ્રસંગે ગાઈ નવી નવાઇ,
દાતા દીએ તમને મન માની અકલ સવાઈ અદલ સફાઇ,
સદા દાસ છે આ હીન્દ તમારી વીચારી ધારી લીઓ ઉગારી,
લેજો કરોડોના રાજભારી એ પ્યારી ન્યારી વીનતી અમારી. ૨

લાજ કાજ સરતાજ તમોછો રંકોના દાતા મયાલુ માતા,
મનુષ્ય પ્રેમી થઇ રમી રમોછો દુખ દીલ ત્રાતા ગુણીયો ગાતા,

તમે મનુસ્યો ને મન ગમોછો સુંદર સોભીતા ધનધન વીધાતા,
રાખી ટેક ધર્મની નમોછો ખરેચીને ચાહતા સગુણ ગણાતા,
ખેરાત ખુબીને નામદારી સરવેથી ભારી તમે વધારી.
લેજો કરોડોના ગજભારી એ પ્યારી ન્યારી વીનતી અમારી. 3

ઉમર અમર રાખો જગના સ્વામી ઓ રખવાલી સદા ખુસાલી,
તાજ તખ્તથી સંપ સુખ પામી લીઓ નીહાલી ધનીમો ટાલી,
દાદાભાઈ ગુરૂ ગુણ ગામી મનીરામ ટકસાલી ખીયાલી,
સમ્રદ્ધી ખીલાને ગઇ ગુલામી રંકોને પાલી તમો સંભાલી,
કયેઆદરજી વખતને ધારી નીતીની સારી કીરતી ઉચારી,
લેજો કરોડોના ગજભારી એ પ્યારી ન્યારી વીનતી અમારી., ૪

# રંગત લંગડી.

કીરતારની પ્રાથના

શીધકર શરજનહાર આપશુખશાર યાર છઉ હું લાચાર,
મારી મદતકર=તાર મને દુખ દરીયાથી પાર ઉતાર,
કીધુ નથી કઇ દાન પુન મે જાણીયા નથી એકે તેહેવાર,
રાતને દાહાડો=કીધા બહુ પાપ પુન નહી કીધુ લગાર,
નેકીથી રહીયો દુર બદી મે કરયા કરી બશ વારમવાર,
ભલાઇ કોઇથી=ન કીધી જાણીયો નહી કોઇનો ઉપકાર,
ગાઇ ગરીબ બ્રામણ શંન્તોને દીધી ગાળને મારયો માર,
મારી મદત કર=તાર મને દુખ દરીયાથી પાર ઉતાર. ૧

નીંદયા પરાઇ કીધી લીધી નહી ગરીબની આશીશ એકવાર,
મસ્ત થઇને=ફરયો બશ કરયો નહી અન્તનો વીચાર,
કાંમ ક્રોધ મધ લોભ મોહોવશ થઈ કીધા મે પાપ હજાર,
નીચ વરણથી=લીધો મે બોધ કીધુ તન ભ્રષ્ટ અપાર,
અએ માલક હું તને ભુલીને થયો નરકને જઇ અખતીયાર,
મારી મદત કર=તાર મને દુખ દરીયાથી પાર ઉતાર. ૨

ભાવ ભજનોને ભુલી જઈ મે રાખ્યો નાચરંગપર પીયાર,
પર નારીપર=રાખ્યો અતી પ્રેમ કીધો પુનનો તીરશકાર,
અનીતીને વગર મે નીતી નથી કીધી કોઇથી દીલદાર,

હત્યા હજારો=કીધી મે દીધી ન કોઇને દમડી ચાર,
વાત ધરંમની જાણી નથી યશ અતી કીધો મનથી અહંકાર,
મારી મદત કર=તાર મને દુખ દરીયાથી પાર ઉતાર. ૩

નથી તુ અનજાણ અએશાહેબ શઉઘટનો જાણે વીશતાર,
અંતશમામા=કરૂ હવે અરજ સમજ દે શ્રી દાદાર,
પગથી માથાવેર પાપથી છઉ ભરેલો અએ કીરતાર,
જરીફ દારા=કહે હર રાખલાજ આજ કાજ સુધાર,
મનીરાંમ દુખીયારો બીચારો રાખે હરી તારો આધાર,
મારો મદત કર=તાર મને દુખ દરીયાથી પાર ઉતાર. ૪

---

સુભ સતીનુ બયાન

## ( રંગત લંગડી )

પતીવ્રતા પરેમદા બ્રામણી એક હતી ચાતર ગુણવાન,
અગીયાપતીની=માનતીશમજે પતીને દેવ સમાન,
સમજો કહુ એકઉતર દશામાં શેહેરચંદ્ર નામે ગુલજાર,
નવ લખ માણસ=ની વસતી મોહલી હતી હતુ સુખ અપાર,
ત્યાં એક બ્રામણને બ્રામણી ગરીબ બન્ને રહે નર નાર,
તેને પેટે=એક પુત્રીએ આવી લીધો અવતાર.

## શેર

કાન દઈ સમજો કહું પુત્રીના દુખની વાતજી,
જનમતાને વાર પુત્રીની મરી ગઇ માતજી,
બાપે પાલી મોટી કીધી વરસ થઇ ગયાં સાતજી,
એવામા દુખયારી તે છોકરીનો મુવો તાતજી.

## ચાલ છોટી.

તે બાલપણામાં થઈ વગર બાપ માની,
કોઇ સગુવાહલુ નોતુ કે આપે અનપાની
રહી નાતના ઘરમાં થઇ છોકરી સ્યાની,
સઉ ન્યાતે તેને કહી વાત પણવાની.

## દોહેરો.

ગુણવંતી સુંદરીએ ભેગી કરી પોતાની નાત.
કર જોડી કહે સુંદરી માનો કહું એક વાત

ઉઘડે દુવાર આવે પેહલો તે પતી થાય મારો જીવજાન,
અગીયાપતીની=માનતી સમજે પતીને દેવસમાન. ૧

નાતીલા કહે અરે સુંદરી કેમ બુધ્ધી ફરી તારી આવી,
નાતમા સગપણ=અમે તારૂ કરીએ ધન વવરાવી,
સમજુ નાતને ભાઈ બાપ દેશો જો કદી ધંદર લાવી,
તોબી ન પરણું=માનતી નથી ઘણું એક સમજાવી.

## શેર

નાતીલા સઉ ભેગા થઈ કરયો એક વીચારજી,
છોકરીને લઇને આવ્યા જયારે થઈ સવારજી,
રાવ રંકો જોવા આવ્યા પછે ઉઘડયું દુવારજી.
એવામાં એક રગતપીતીઓ આવ્યો ત્યાં લાચારજી.

## ચાલ છોટી

તે નારીએ નાખી તેના ગલામા માલા,
કહે તમે છો મારા પતી પ્રાણથી વાહાલા ,
સઉ નાતીલા તેના કરેછે કાલાવાલા,
વર પરણાવીએ તુને બીજો માનરે બાલા.

## દોહેરો

કહે સુંદરી એજ મારો પતી પ્રાણ આધાર,
ના કેશો તમે મુજને તો મરીશ હું ખાઈ કટાર.

સ્ત્રી હત્યાનુ પાપ બેસશે માટે દીઓ મને જીવતદાન,
અગીઆપતીની=માનતી સમજે પતીને દેવસમાન. ૨

એ વાત હવેથી પછી કહીશ હવે કહું હું લંગડાનો વીસતાર,
ભીખ માગતો=દીવસના જાએ ગતના ગામની બાહાર,
ત્યાં તેને એક રાંડ રાખીતી તેને બધું આપે લાચાર,
રાતના શુતો=દીવસના આવે માગવા ગામમોઝાર.

## શેર

રોજના ધારા પરમાંણે ઉઠયો તે સવારના,
ગામમા પેઠો તે પેલો જયારે ઉઘડયા બારના,
એવામા પગ ધોઇને પીધા સતીએ ભરથારના,
કાંધે બેશાડી લાગી ફરવા સુભ લક્ષણ નારના.

## ચાલ છોટી

આઓ દી કાંધપર લઇને ફરી તેનારે,
થઇ સાંજ પતી કહે ચાલ ગામનીબારે,
ત્યાં રાંડ મારી એક રહેછે હયાંનો હારે,
માટે જલદી લઇને ચાલ મને તેને દુવારે.

## દોહેરો

કહે સુંદરી તમારી આગીયા ચડાવી મારે સીસ,
જોહએ ત્યાં લઈ જાઊં તમને તેની મને નથી રીસ.
તમે છો બ્રમા તમે છો શંકર તમે છો મારા શ્રી ભગવાન,
આગીયા પતીની=માનતી સમજે પતીને દેવસમાન. ૩

વચન માની ભરથારનુ લઈ આવી પતીને સતી પ્યારી,
રાંડને ઘેર=જઇને ઉભી પતીને ઉતારી,
પતી ગયો માલાપર ઓટલાપર બેસાડી તે નારી,
જરા ન મનમા=અંતરો લાવી સતી આગીયાકારી.

## શેર.

સારી રસોઈ કરી જમ્યા રાંડ ને તે યારજી,
બનેનુ એઠું વધેલુ મોકલ્યુ નીરધારજી,
પગે લાગી અનને જમે સતી તે નારજી,
આઇને ઓટલાપર સુજે એમ બોલીઓ ભરથારજી.

## ચાલ છોટી

વચન માની પતીનુ સુતી તે રાતે,
તેના પતીએ મારી મોજ રાંડની સાતે,
ગઈ રાત વીતી એમ પછી થઈ પરભાતે,
ધન પીતા નારનો ધન છે તેની માતે.

## દોહેરો

ઉઠી સવારે બેસાડી કાંધપર ગઈ જમનાને તીર,
હાથેથી નવરાવ્યો પતીને ધોયું સઘલુ સરીર,
પગ ધોઇને પીધા પતીના પછી કર્યુ પોતે અસનાન,
આગીયાપતીની=માનતી સમજે પતીને દેવસમાન. ૪

રોજ એજ પ્રમાણે કરે પતીને કાંધપર લઇને ફરે,
આંઓ દાહડો=ફરે રાતના આવે રાંડને ઘરે,
ઉતારે કાંધથી પતીને પછી પતી તેને હુકમ કરે,
એસ કહેતો=બેસે તે હુકમ વગર નહી કદમ ધરે,

## શેર.

એક દાહડે કાંધથી ઉતાર્યો ભરથારજી,
બેસ કહેતા ભુલીને ઉપર ગયો તે યારજી,
હુકમને આધીન હતી તેથી ત્યાજ ઉભી નારજી,
એવામા વરસાદ પડવા લાગો મુસલધારજી.

## ચાલ છોટી.

સુતો રાંડને સાથે પતી મતી ગઈ મારી,
મે વરસે મુસલ ધાર રાત અંધીયારી
છાતી સુધી પાણીમા ઉભી તે નારી,
તેની ભગતી જોઇને ઉઠયા ક્રીસન મુરારી.

## દોહેરો

જરા વીલમ લાગી જાએ તો ડુબે જલમા નાર,
તેથી બેસી વીમાનમા આવ્યા ત્યાં ક્રીસન મોરાર.

કહે ક્રીસન બેસો વીમાનમા પતીવ્રતા તમે ચતરસુજાન,
અગીયા પતીની=માનતી સમજે પતીને દેવસમાન. ૫

અગીયા પતીની આવ્યા તોડવા તમે કોણછો રે ભાઇ,
કહે ક્રીસનજી=હુ છરૂં પરીબ્રમ સાંભલ બાઇ,
મારો પરીબ્રમ ઉપર છે જે સુતોછે માલા માહાઈ,
તેનો હુ અગીયા=માનુબસ તે એક મારો જદુરાઇ,

## શેર.

પેહેલા પતી બેસે જો મારો પછી હુ બેસુ સઇ,
પતીના હુકમ વગર હયાંથી કદી હુ ખસુ નઇ,
કહે હરી તેના પતીને જલદી તમે આવો અંઇ.
બેસો બેઉ વીમાનમા જાઉ હુ વઇકુંઠમા લઇ.

## ચાલ છોટી.

કહે પતી ક્રીસનને બેસુ હુ તે ક્યારે,
પેહેલા બેસે મારી રાંડ બેસુ હુ જયારે,
કહે હરી રાંડને બેસો ત્રણોજન ત્યારે,
તેની રાંડ કહે મારા બીજા ઘણાછે યારે,

## દોહેરો

પેહલા બેશે વીમાનમા જેટલા છે મારા યાર,
સમજી વાત ક્રીસનજી હરી કરવા લાગા વીચાર,
કેને કેને બેસાડુ વીમાનમા રાંડના લાખો હસે દીલજાન,
અગીયાપતીની=માનતી સમજે પતીને દેવસમાન, ૬

કોઇ આવે કોઈ રહી જાય માટે હરીએ કર્યો વીચાર,
એક સતીને=સારૂ હુ તારૂ ગામ આખાને યાર,
બેસાડયા વીમાનમા સઉને નવ લાખ હતા નરનાર,
સતી પતીને=લઇ વઇકુન્ઠમા ગયા થયો જયજયકાર.

## શેર

સુસુ સતીએ દુ:ખ વેઠ્યુ એક પતીને કારને
પતીની સેવા કરી જઇ મલો વર્ધકુન્ડ દુવારને,
ધનસતીની બુદ્ધીને તાર્યા સકલ નરનારને,
દારા કહેછે મલજો નારી એવી સઉ ભરથારને.

## ચાલ છોટી.

હુકમ વગર પતીના સતી પીએ નહી પાણી,
નીતમેલે પતીને રાંડને ઘેર આણી,
તોબી તે પતીએ તેની કદર નહી જાણી,
અંતના સમામા રાંડને તેણે વખાણી,

## દોહેરો.

પતીવ્રતાની મહેનત ઉપર જગાન આપ્યુ ધ્યાન,
અંતે રાંડને પ્યારી કરી એવો પુરૂષ બેઇમાન.

મનીરામ સઉ સાચુ કહેછે જેની બુદ્ધી બીલકુલ નાદાન,
અગીવાપતીનો=માનતી સમજે પતીને દેવસમાન. ૭

——:o:——

## સ્ત્રી ચરીત્ર.

અરધી ઉમર પતીએ નારને બક્ષી તે છતા બેમાન થઉ.

## ( રંગત લંગડી )

ઘરની નારીને ઘડી ન મુકો જોઇએતો સમજો દેવસમાન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઇએ દીયો જીવતદાન
કાનદઇને શમજો ભાઇઓ કહુ એક રજપુતની કાહાની,
પર્શીઆવાલો=ધણીતે હતો શઉ આબાદાની
તેની એક સ્ત્રી હતી જાણે કોઇ ઇંદ્રની ઇંદ્રાની,
શુ કહુ તારીફ=નથી એનેજેવી કોઇ થાવાની.

## શેર

કાનદઇ સમજો કહુ હવે વાત હુ નરનાની,
રંગમેહેલમા કરે એશઅંને ખબર નથી શનશારની,
નથી ખબરકે શાંજથઇ કે નથી ખબર શવારની,
ચકચુર મોહોબતમા બેઉ એવી ખુબી તેના પેયારની,

## ચાલ છોટી

રજપુત શમજે નારીને હાનો હારે,
કોઇ દાહડે મેહેલથી નીચે નથી ઉતારે,
નારીને શમજે પ્રાણ કરતા એ વધારે,
નીત ખાએ પીએ કરે એશ બંને નરનારે.

## દોહેરો.

એક દાહડે નારી કહે ઈશવરજો કરે મારીઘાત,
તો સ્વામી શુ કરો તંમો કહોની સાચી વાત

એટલી વાત સાંભલતા રજપુત થઈગયો પોતે બેભાન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઈએ દીઓ જીવતદાન. ૧

ઝારોઝાર રોયા બેઉજન કોઈકેને નહી આપ્યો ઉતર,
હવે પારખુજોવા=બેઉની મોહોબત તોડાવે પ્રમેશવર,
ઇશવરના હુંકમથી નારી તે મરણ પાંમી એક પળ અંદર,
રોયે રજપુત=ઝારોબેઝાર પડી સહુકોઇને ખબર.

## શેર.

સગાસહુ મલી કરી કરે ચીજસહુ તયારજી,
હાડડી બાંધીકરી કહે કાહડો નારને બાહારજી,
મડદુ નહી છોડે પતી રોએ તે ઝારોઝારજી,
કુટતો માથુને છાતી કરતો આહાહાકારજી.

## ચાલ છોટી.

સહુ સગા કહે ભાઇ છોડો હવે નારીને,
જલદી લઇ જઇ નાખીએ તેને બારીને,
પછી પતીએ કાંધપર ઉચકી તે પીયારીને,
નાઠોકોઇ અઘોર વનમાં બાથ મારીને.

## દોહેરો.

સગા સહુ નોરાશ થઇ આવ્યા પોતાને ઘેર,
ઇહા રજપુત પીયારી લઇ આવ્યો કોઇ ડુંગરમેર,

ડુંગર ઉપર ચડીકરીને બેઠો રોતો શું કહુ બયાન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઇએ દીયો જીવતદાન. ૨

રડીરડીને થાકીયો અંતે રજપુતે મનમાં કર્યો વીચાર,
લાકડા વીણી=ખડકીને ચેહેબલી મરૂ લઇને નાર,
લાકડા વીંણી ચેહે ખડકી એટલામા કોઇ આવ્યો સરદાર
જોગીવેશ=આવીને પુછવા લાગો વાતનો સાર.

## શેર

કીશકારને લકડી કીજમા કીશકારને રોતાહે તુ,
એ લાશ તેરી કોન હએ કેઉ અપના જી બોતા હેતુ
કીશલીએ મરનેકા બીયા બેટા એ બોહોતા હેતુ,
શબ બીના મુજશે કહો કયું ઉદાશ મન હોતા હેતુ.

## ચાલ છોટી

સમજો જોગી માહારાજ હકીકત શારી,
આ શામે છે મડદુ તે છે મારો નારો,
એ મારી નારીછે પ્રાણ એ કરતા પીયારી,
માટે એનેશંગ બાલુ છઉ દેહે મારી.

## દોહેરો

જોગી કહે બેટા તેરા જોહોવે શચા પીયાર,
અધી ઉમર તેરીદશે દેકર કર હુશીયાર

ફીર શંગખાવેગે શંગપીવેગે શંગદોનોકી જાએગો જાન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઇએ દીયો જીવતદાન. ૩

વચનમાની જોગીનુ નારના મોનામા છોડીયુ પાંણી,
અરધી ઉમર=મારી તુને આપુછઉ શત પરમાણી,
જોગી થયો આલોપ ઈહા આળશ ખાઈ ઉઠી ઇંદરાણી
જોઇને જંગલ=સ્વામીને કહેછે મુખથકી વાંણી.

## શેર

સ્વામી કાં આપણુ દેશ ગયુ અને કેમ તજીયું ઘરબારજી,
શુ કારણે લાવ્યા તમે મને આ જંગલમો જારજી,
કોઇ દાહડે મને મેહેલથી કાહડી નહી હતી બારજી,
શુ મારવાનો ઇંહામને કર્યો હતો વીચારજી.

## ચાલ છોટી

કહે સ્વામી તુતો મરી ગઇતી પીયારી,
સહુવે તુને બાળવાની કરી તૈયારી,
નાઠો હુ વનમા તને કાંધપર શુવારી,
તારે ભેગી બાળતો હતો દેહે મારી.

## દોહેરો

એટલામા એક જોગીએ મારો બદલ્યો વીચાર,
અરધી ઉમર મારી તને આપી કરી હુશીયાર.

પીયારી તારા પીયારને શારૂ જીવતી તને કીધી શતએ માન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઈએ દીયો જીવતદાન. ૪

નારીને શઉખોટુ ભાશીયું જુદો વાતનો સમજી શાર,
હવે ખોલા ઉપર=પીયારીના માથુ મુકી શુતો ભરથાર,
થાકી ગયોતો તેથી ઉંઘી ગયો ઝટ નહી લાગી વાર,
એટલામા કોઇ=શીકાર કરવા આવ્યો તીયા રાજકુમાર.

### શેર

રાજકુંવરને જોઇ તે નાર મનથી મોહીત થઇ,
નારીને જોઇ રાજકુવરનીબી શુધ ઉડી ગઈ,
કુંવરે તેડી નારને આંખ ઇશારત દઈ,
પથરપર મુકી માથુ ધણીનુ બેઠી ઘોડાપર જઇ,

### ચાલ છોટી

રાજકુવરશેહેરમા લાવ્યો તે નારીને.
કરી લગ્ન મેહેલમા રાખી શનધારીને,
રજપુત ઇંહા ગબડી પડીયો ન જોઈ પીયારીને,
પછી ઝારોઝાર તે રડે બોંમ મારીને.

### દોહેરો.

હવે ઇહા રજપુતના દુખનુ વરણુન શી રીતે થાએ,
જીવતી કરેલી નારી ગઇ તેનેથી કેમ રેવાએ.

ફરવાલાગો જંગલજંગલ ન પીએ પાંણી કે ન ખાએ ધાન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઇએ દીઓ જીવતદાન. ૫

શેહરોશેહર ફરવાલાગો ગલીગલીમાં અનવગર,
પુછે શઉને=મારી નારી કાંહા ગઇ તેની નહી ખબર,
ફરતોફરતો દૈવયોગે બે વરશે નારીનુ જડીયુ નગર,
મલ્યો પતોકે=ઇહા કોઇ નારી લાવ્યોછે રાજકુંવર.

### શેર

એટલુ શાંભળતા તે રજપુત ગયો રાજદુવારજી,
રાજાને કહે ચોરી લાવ્યો કુવર મારી નારજી,
કુવર કહે પીતા નહી આ નારનો ભરથારજી,
તે નાર છે રંભાને જેવી આછે કોઇ ગંવારજી.

### ચાલ છોટી

રજપુત કહે નારીને ઇહા બોલાવો,
નારી જો મોડેથી કહેતો મને અપાવો,
રાજા કહે કુવરને નારીને તમે લાવો,
આ કોણ મુસાફર એટલુ જોઇને જાવો.

### દોહેરો

કુંવર કહે પટરાણી તે ન નીકલે પડદા બાહાર,
રાજા કહે લાવવી જોઇએ નીયાયેધીના આધાર.

વચનમાની રાજાનુ પછી કુંવર ગયો ઘરને દરમીયાન
તોબી સ્ત્રી=નથાએ આપણી જોઇએ દીયો જીવતદાન. ૬

નારી આવીને કેહેવાલાગી કોણ તુ ભીખારી મુશાફર,
નથી ઓળખતી=હું તુને કાંથી આવ્યોતુ જંગલી નર,
કોઈનુ રૂપ જોઇને થયો ગાંડો ફરીયા કરેછે તુ બેખબર,
તારે રશતે=તુ ચાલ્યો જા નહીતો ખોશે વકર.

### શેર.

રજપુત કહે તુને જીવતી કીધી મે અરધી ઉમર દઈ,
તે અરધી ઉમર આપ પાછી જાઉ હું રશતો લઈ,
લે અરધી ઉમર તારી પાછી એટલું કહી મરી ગઇ,
રજપુત થયો પછી ચાલતો પડી નાર ઇંહા મડદુ થઈ.

### ચાલ છોટી.

આ વાતની રાજાને થઈ ખાતરી શારી,
પછી નારના મડદાની કીધી બહુ ખુવારી,
કહે દાદાભાઇ તમે મનમા જુવો વીચારી,
આ જીવતી કરેલી ધણીની નહી થઇ નારી.

### દોહેરો.

નશરવાંનજી નવરોજ કહે નહી થઇ તે લગનની નાર,
તો પરનારી કેમ થાએ કરોને મનમા વીચાર.

મનીરાંમની નશીયત શાચી શમજો શઉ કોઇ દઇને કાન,
તોબી સ્ત્રી=ન થાએ આપણી જોઇએ દીયો જીવતદાન. ૭

---:o:---

## સતીયોએ પતીની કેવી શેવા કરવી

તેનો એક ખરેખરો દાખલો.

### ( રંગત લંગડી. )

હોએ શતી ગુણવાંન અની તે શમજે પતીને શરજણહાર,
દુખમા પતીને=દીએ શુખ ધીર્જે શતી પતીવર્તાં નાર,
પુર્વ દેશમા પ્રેમપુર કરી નગરી હતી અતી ગુલજાર,
વશતી અઢારે=વરણની રાજ કરે રમણીક સરદાર,
ધર્મશીલ ધનવાન ધરમશી નાંમે રેહેતો તીયાં એક શાવકાર,
જમના નાંમે=હતી એક તેની નાર ગુણવંત અપાર.

### શેર.

મોહન મદન એવે નાંમનાં બે પુત્રો તેવોના હતા,
હતા અતી રૂપવાંન જોઇ ચંદર શુરજ શરમતા
શુભ લખપણા જોઇ પુતરને માબાપ મન પરશન થતા,
ચરણુ ધોઈ માબાપના પીતા પછી ભણવા જતા.

જેવા માતને તાત એવા બે ભ્રાત ભર્યા ગુણના ભંડાર,
દુખમા પતીને=દીએ શુખ ધીરજ શતી પતી વર્તા નાર. ૧

હાંમ દાંમને ધાંમ નાંમ શુખશંપત શઉ ભોગવે અતી.
રાતને દાહાડો=રહે આનંદમા પુત્ર બેઉ શતી પતી,
દુખ દુનીયામાં શું છે તેની શપનામાથી નહી યાદ હતી,
ગામો ગાંમમાં=શેઠના શુખની તારીફ અતી થતી.

## શેર.

શુખમા વરશ વીત્યાં કંઇ નહી ગ્રેહે તેમા એક નડયું,
આવ્યા ગ્રેહે વાંકાં પછે શુખમા દુખ આવી પડીયું,
શુખનો શાગર શોશીને પછી દુખનું વાદલ ચડીયું,
દુખને વખતે શોધ્યું શુખ શુભ શતીથી પતીને જડીયું.

હવે ધરમી સેઠના દુખનો શમજો કહું શરવે વીસતાર,
દુખમા પતીને=દીએ શુખ ધીરજ શતી પતીવર્તા નાર. ૨

અરધી રાતને સમે એકાએક લાગી આગ બશ ઘરમોઝાર,
શેઠ શેઠાણી=પુત્ર બે વશતર ભર નીકલ્યા ઘરબાર,
પાંચ શાત બલ્યાં ઘેર શેઠના જે બાંધ્યાતાં હારોહાર,
માલને મીલકત=ગઇ શઉ બલી રહી નહી કાંઈ લગાર.

## શેર.

શુધ બુધ ઉડી ગઈ શેઠની બલ્યા ઘેર સાતો રાતમા,
વલી વાંહાણ ડુબ્યા માલના આંવી ખબર પરભાતમા
રૂદન તે શેઠ અતી કરે વલી પુત્ર બે શંગાતમા,
જોઇ ગતી આવી પતીની શતી કહે એકાતમા.

ધીર્જ ન મુકો પ્રાંણનાથ શઉ શારૂ કરશે તે કીરતાર,
દુખમા પતીને=દીએ શુખ ધીર્જ શતી પતીવર્તા નાર. ૩

રજા ચાકરો મેતાનોને આપી બાઇએ દુખી થઇ,
શેઠ શેઠાણી=પુત્ર બે રહીયા ઘેર ભાડાનુ લઈ,
શુખ દુખનું જોડુંછે પતી આ દુખ આવ્યુ તે જશે વહી,
ગભરાશો નહી=પુત્ર કહે અમે મજુરી કરશું જઇ.

## શેર.

એવામા બીજુ દુખનુ વાદલ આવ્યું ચડી આકાશમાં,
આવ્યું તેડું જમનું બે પુતરો મર્યાં બે માશમા.
નરનાર બેઉ રૂદન કરે પુતરો રહીયા નહી પાશમા,
એ હરી તે શું કરી રાખ્યા અમુને આશમા.

પુત્રોને પેહેલા તે અમારો પ્રાણ હર્યો નહી કેમ કીરતાર,
દુખમા પતીને=દીયે શુખ ધીર્જ શતીપતી વર્તા નાર. ૪

પુત્ર શોકમા શેઠ શુકાઈ ગયા પડયા માંદા નીરધાર,
તાવ ખઇનો=થયો અતી રોગ ન શકતી રહી લગાર,
દલનુ દરે નીત શતી અતી શેવા કરે પતીની શાંજ શવાર,
ઓશડ વેશડ=ધણાએ કર્યા ન આવ્યો દુખનો પાર.

## શેર.

માગ પીયરના ગાંમમા એક વઇદ છે હુશીયારજી,
તીયા તમે ચાલો પતીતો આવે દુખનો પારજી,
ગાંમ છોડી ચાલ્યા તે પગ રશને વનમો જારજી,
રાત થઈ ગઈ વનમા લીધો વાશો તેણી વારજી.

નીદ્રા વશ થયો પતી શતી જાગરૂત રહી નહી બીએ લગાર.
દુખમા પતીને=દીએ શુખ તારે તરે પતીવર્તા નાર. ૫

થયો એકાએક કોપ પતીના પગમા શર્પે દંખ કર્યો.
પાડી બુમ એક=પતીએ શમજયું શતીએ પતી મર્યો,
હાએ હાએ પીયુ પતી પ્રાંણ આધાર પ્રાંણ આ કોણે હર્યો,
વન વગડામા=મને મેલીને માર્ગ તમે કીયા ધર્યો.

## શેર.

રૂદન શતી કરતી અતી બેઉ નેત્રથી આંશુ ઝરે,
કુટતી માથુને છાતી રડતી તે સુવાશા ભરે,
જોઇને જીવજંન્ત જંગલના શઉ આહા આહા કરે,
થયો પવન ચોમેરનો ઝાડો રડે પાતરાં ખરે.

અએ વનના વાશીયો પક્ષીયો મારો હરો જીવ કરો નવાર,
દુખમા પતીને=દીએ શુખ ધીર્જ શતી પતી વર્તા નાર. ૬

ત્રણ દાહાડા ત્રણ રાત્ર વીતી ગઇ રડતાં રડતાં નારીને,
ધગતી ધ્રુજવા=લાગી જોઇ અબલાનાર બીચારીને.
પુરો પ્રેમ જોઇ પ્રાંણ પતીપર ચીંનતા થઇ ગીરધારીને,
શાહે શતીની=કરૂ જઇ મલુ પતી હીતકારીને.

## શેર.

લક્ષમીજીને જોડે લઇ આવ્યા શતી કને શ્રીહરી,
લક્ષમીએ શતીના મુકીયો માથાપર કર પ્રેમે ભરી,
અખંડ શોભાગણ રેજે બેન એમ બોલ્યા લક્ષમીજી ફરી,
બેશો શતી વીમાનમા બોલ્યા હરી હેતે કરી.

શરજીવન શ્રીનાથે નાથને કર્યો મલ્યો શતીને ભરથાર,
દુખમા પતીને=દીએ શુખ તારે તરે પતીવર્તા નાર. ૭

શોક બેઉનો હર્યો હરીએ કર્યો બોધ થયુ અંતર ગીયાન,
હરી ચરણમા=પડીયા બેઉ શતી પતી તર્યાં અંતે નીધાન,
માટે સતીયો શેવા પતીની કરો શાહે થાશે ભગવાન,
દુખનો ડુંગર=પડે તોએ શહન કરો શતી ચતરશુંજન.

### શેર.

ધન શતીની શુભ મતી તારી પતીને તે તરે,
હુકમ વગર પતીના શતી એક પગલું નહી આગલ ભરે,
તારે તરે તે નાર જે નીત ધ્યાન એક પતીનું ધરે,
જરીફ દાદભાઈ શઉ શતીઓને શત નશીયત કરે.

મનીરાંમ શુભ શતી પતીનુ ગાએછે ગુણ વારંમવાર,
દુખમા પતીને=દીએ સુખ તારે તરે પતીવર્તા નાર. ૮

## પર નાર વીશે બોધ.

## ( રંગત લંગડી )

મીથ્યા પીયાર વીશાર યાર નહીં રાખ પ્રેમ પરનાર ઉપર,
પરનારીના=પીયારમા કઇ એક થયા ઘરબાર વગર,
મોટા મોટા વીદવાનો ગુણીગુણવાનો ભુલ્યા આચાર વીચાર,
પ્યાર પ્રેમમાં=ફશીને અન્તે થયા લાચાર ખુવાર,
રાવ રંક થઇ ગયા પ્રેમમા ખાઇ પ્યારની માર અપાર,
કોઇદી સુખમાં=ન શુતા જોયો ન કોઇએ શારલગાર.

### શેર.

ભાવ ભજનોને ભુલ્યા કોઇ પ્રેમમા પરનારના,
પ્રેમને વશ થઇ બેઠા જઇ દાશ થઇ તેને દુવારના,
કોઇ વનવનમા ફર્યા જઈ તજી શુખ શનશારના,
કોઇ જોગી થઇ ગયા ઘરના રહયા નહીં બારના,

માટે માન નાંદાન ધ્યાનધર પરનારીનો પ્યાર ન કર,
પરનારીના=પ્યારમાં કંઇ એક થયા ઘર બાર વગર. ૧

પ્રેમીફુલ પરનારી પાછલ લાખો ભમરા ફર્યા કરે,
પરનારીતો=પ્રાંણધન લાખોજનના હર્યા કરે,
જોઇ તેજ દીપકનુ પતંગીયા લાખો લાહામાં બર્યા કરે,
દીપકને મન=ન કંઇ થઈ પ્રેમી પતંગ મોહી મર્યા કરે.

### શેર

તેમ તારે મન પરનાર એક પણ તેને મન કંઈ લાખ યાર,
પછી શો હશે જાંવેર તાંવેર જોશે પરનારીનો પ્યાર,

શુખમાં રેશે શાથ તારી દુખમાં દેશે દુખ અપાર,
માલ ધન શઉ ઓઇને પશતાશે નર તુ વારંવાર,

પોપટ જેવી આંખ બદલશે ફરી ન કરશે યાર નજર,
પરનારીના=પ્યારમાં કંઈ એક થયા ઘર બાર વગર. ૨

તન મન ધન અરપન તુ કરશે કહેશે કે મારી થાશે,
જીવથી જાશે=કદી તું તોયે ન તે તારી થાશે.
તારી મારી શું પણ તે કોઇનીબી ન પરનારી થાશે,
જે કોઇ કરશે=પ્યાર તેની અન્તે ખુવારી થાશે.

## શેર

પ્રાણને અતી શેવશે તોએ પ્રાણ નહીં પ્રાણી થશે,
તેમ ધન તારૂ હરી તે જાંણી અનજાણી થશે,
રડશે પછી તુ યાદમા અંતે ધુડધાંણી થશે,
એકતો પઇશા જશે બીજી જીવની હાણી થશે,

અતી પ્યારમા મારયાર બશ ઓરો વારમવાર વકર,
પરનારીના=પ્યારમા કંઈ એક થયા ઘરબાર વગર. ૩

માટે પ્યાર નહી કરો અરેશઉતરો ધરો નશીયત પર ધ્યાન,
ભુલેથી કોઈ=કરે ન કરે દુખી થઈ મરે નાધાન,
વાંચ્યું સાંભલ્યું કેહેતો નથી મે કરી જોઇયુ તો આવ્યુ ગીયાન,
માટે શઉને=કહુંછું રખે ન કોઈ ભુલતા ભાંન.

## શેર

હું કરૂં તે કરતાં નહીં જોઇ કહું ને કરજો શઉ,
છે મારી નશીયત શત ગુણી એક મતથી ચીત ધરજો શઉ,
આપ દુખી થઈ કરી દુખીયોના દુખ હર જો શઉ,
જરીફ દાદાભાઈ કહે શત વાંણી આચરજો શઉ,

મનીરાંમ ઓધવ કહે હરીના નાંમને તુ હરવાર શમર,
પરનારીના=પ્યારમા કંઇ એક થયા ઘરબાર વગર. ૪

———:o:———

# રંગત લંગડી ઝડફી.

**પાકદામનની બે બાનુંઓ પીરોજબાઈ તથા બચુબાઈનો દુઃખદાયક હેવાલ રાજાબાઈ ટાવરનો ખ્યાલ.**

**( રંગત લંગડી ઝડફી )**

બેઉ નણદ ભોજાઈ, પીરોજબાઈ બચુબાઈ, માસીને મળવાને ધાઈ,
મન ઉમંગ ધરી*જમરાજાએ=ઘેરી અધ વચમાં ન પાછી ઘેર ફરી.
દાદરના ખુનનો ગમખાર, નોતો વીસરાયો લગાર, થયો બીજો ગમ તઈયાર,
ધોળેદાડે=બેઉ બાનુંઓ=ખુશીમાં ચલે જમ થયા પછવાડે,
હળીમળી ચાલે નાર, પાછળ મોત ભમે ભાર, બેઉ શું જાણે બીચારી,
જમ ખુમ પાડે*સીધો રસ્તો=તજી જમ લઈ ચાલ્યા મારગ આડે.

### શેર

ઇસવીસને અઢારસે એકાણું અપરેલ માસજી,
તારીખ પચીસ સનવારનો દાહડો હતો તે ખાસજી,
ટાવર જોવાની બાનુઓને થઈ મન આસજી,
જ્યાં જ્યાં ભમે બેઉ બાનુઓ ભમે જમ તે ચોપાસજી,

ક્યાં જવાની ક્યાં ગઈ, ટાવર જોવા ઇચ્છા થઈ, અંતે ફસી બેઉ જઈ,
મોતે મતી હરી=જમરાજાએ=ઘેરી અધવચમાં ન પાછી ઘેર ફરી. ૧

મનમાં ખુશી થતી ઘણી, ચાલે પોતે ટાવર ભણી, ચડે ટાવરપર બેઉ જણી,
હઈએ હરખ અપાર=ટાવર જોઈને=પાછા આવી શું જશું માસીને દુવાર,
ઉભા કાળની એકાંત, બેઉની કરવા સારૂ ઘાત, એવી સુજાણે તે વાત,
અંતનો વીચાર=રૂપવંતીયો=સતીસાધવી હતી બેઉ અબળા નાર.

### શેર

અસતે અસતે હસતે મોહડે બેઉ ટાવર પર ચડી,
તેમ તેમ પાસે આવી બેઉ અબલાઓની અંતની ઘડી,
જોઈ કાળનું વીકરાળ રૂપ બેઉ નીચે એક પછી એક પડી,
જેમ આભથી તારા પડે તેમ નીચે બાનુઓ ગડબડી,

એક પડતાને વાર, મોતે કીધી તેને ઠાર, એકનો હતો શ્વાસ લગાર,
અંતે બેઉ મરી=જમ રાજાએ=ઘેરી અધવચમાં મુવેલી ઘેર ફરી ૨

લોહી લોહાણ બેઉના તન, જોઈ કંપ્યા સહુજન, સહુનું દુખી થયું મન,
ઘણી થઇ અસર=મોહલે મોહલે=જઇ મોબેદોએ સહુને કરી ખબર,
થઇ ગઇ બોમાબોમ. ભેગી થઇ પારસી કોમ. દુખ વાપ્યું રોમરોમ,
આવ્યા નારી નર=જેજે લાસને=જુવે તેનું ધ્રુજે તનમન થરથર.

## શેર

એવામા એક પારસીએ લાસ બેઉ ઓલખી હતી,
જે એકનો હતો ભાઇ બીજી બાનુનો હતો પીઉ પતી,
દોડીને તેડી લાવ્યો માને આવી મા દુખી થતી,
ઓલખી જોણે વહુ દીકરીને શોકમન કરતી અતી,

જોઇ લાસો માથું કુટ્યું, કહે નસીબ મારૂ ફુટ્યું, ધન જમે સરવે લુટ્યું,
કહે રૂદન કરી=જમરાજાએ=ઘેરી અધવચમા મુવેલી ઘેર ફરી. ૩

સગા કરે હાએ વાએ, જોઇ લાસોને અકલાએ, સહુ કરે ત્રાએ ત્રાએ,
અતીત્યાં નર નાર=ટાવર પાસે=આઠ વાગા સુધી રહી ભીડ અપાર,
ડાકટર બ્લેનીએ ખાસ, એવી કીધી ત્યાં ફરમાસ, ઝુરી હાઉસમા બેઉ લાસ,
જાવ લઇ આવાર=સમજી હુકમને=થયા નારાજ સગા સહુ કરે વીચાર.

## શેર

પોલીસવાલા અમલદારો સરવે ત્યાં હાજર હતા,
બાનુઓના એસીયોએ અર્જ કરી ભરી નર્મતા,
લાસો ઘેર લઇ જવાની આપો રજા રહે સર્મતા,
કહે કમીસનર ડાકતર કને જાવો જેની છે આ સતા,

કેહવા મુજબ અરજી કીધી, રજા બ્લીનીએ દીધી, ગેહન ત્યાંથી ફેરી લીધી,
ગમ ઘણો કરી=જમ રાજાએ=ઘેરી અધવચમા મુવેલી ઘેર ફરી. ૪

નવે મોદીખાને આવ્યા, બેઉ લાસો ઘરમા લાવ્યા, સહુના મુખ બહુ કરમાવ્યા,
થયા અતી ઉદાસ=રાત રૂદનમા=ગઇ બારવને ચુથાઇ બેઉની લાસ,
સવાર પડતાને વાર, આવ્યા જરથોસ્તી અપાર, આસરે પોણા બે હજાર,
બેઠા આવી ઘરની પાસ=રવીવારને=દાહડે ભરી ઝુરી લાસની કરી તપાસ,

## શેર

ડાકતર બ્લીલનીએ જબાની સગા સાકસીની લઇ,
મુલતવી રાખી ઝુરી ઉઠયા લઇ જવાનો હુકમ દઇ,
અવલ મંજલ પોચાડવાની પછી સહુ તૈયાર થઇ,
સરવે પગે લાગા પછે લાસોને પાસે જઇ જઇ,

થઇ લઇ જાવાની ત્યારી, થાવા લાગો ગમ ભારી, રડે અતી નર ને નારી,
આંખે આંસુ ભરી=જમ રાજાએ=ઘેરી અધવચમા મુવેલી ઘેર ફરી. ૫

નીકલ્યા બનેના રૂવાન, ગમ કરે સઉ ઇનસાન, થાએ માતમનું ધ્યાન,
જગે જગે અપાર=મોહરો શેહેરમા=બેઉ અબલાઓનો થયો ગમનો પુકાર,
રસ્તે રૂવાનો જે જોએ, તેખી પગે પડી રોએ, માતમ કરે હર કોએ.
વહે આંસુઓની ધાર=નીર્દય થયા કેમ=અરે દાદાર દાદગર પરવરદીગાર.

### શેર.

ગમ ભર્યો દેખાવ જોઈ ગમ સઉ કોઈ કેમના કરે,
વજરનીખી છાતીવાલો લાસો જોઈ ધીરના ધરે,
જાત યા પરજાત જોઈ લાસોને કહે અરે અરે,
એ હરી તેં સું કરી સરવે રડે સ્વાસા ભરે.

રાજાબાઈ ટાવરનું નાંમ, પ્રસીધ થયું ગામોગામ, એવી થઈ ધુમધાંમ,
ગમ સીતમ ભરી=જમ રાજાએ=ઘેરી અધવચમાં મુવેલી ઘેર ફરી. ૬

ખબર થઈ દેસો દેસ, પછી ચાલ્યો તેનો કેસ, અંતે થયું નહી લેસ,
મેસ થઈ ઘણી=ખાતર પાછલ=કર્યો દીવો પણ ન અંતે જડયું મણી,
શક ઉપરથી જેને ધર્યો, બેગુના તે અંતે ઠર્યા, મોતે મુગત તેને કર્યો,
મરી ગઈ બેઉ જણી=નરનારીના=ન મનથી યાદ હજી ગઈ ટાવર તણી.

### શેર.

સું સું થયું તે જોયું શઉ હવે સું થસે તે જોઇસું,
પાછીખી લખસું લખાવટ મન મોતીને પોઇસું,
કીરતારની મરજી કને ખીજો કરે ભાઈ કોઇસું,
ખુદા જાણે બાનુંઓના ગમમા કાંહાંવેર રોઇસું.

કરવું કીરતારનું થાએ, જાએ વ્યર્થ સઉ ઉપાય, પાપ આપથી જણાય,
સઉ જરી જરી=જમ રાજાએ=ઘેરી અધવચમા મુવેલી ઘેરી ફરી. ૭

જાતીતી માસીને દુવાર, એવું ધારી બેઉ નાર, વચમા ફર્યો તે વીચાર,
ધાર્યું નહી થયું=ટાવર ઉપર=મથાલે ઠેટ મોત ખેંચી લઇ ગયું,
બનવાનું તે બને ભલે, કોઈ કાલે તે ન ટલે, ચોપડયું તે કોઈ કલે.
જે ગયું વયું=જે જે બન્યું તે=કહયું મે પાછો કહીસ હું રહયું સયું.

### શેર.

ખ્યાલ સમજી ખ્યાલથી મનમા કરો સઉ ખ્યાલજી,
જે જે નથી કહયો હાલ તે રોશનછે સરવે હાલજી,
જરીક દાદાભાઇ કહે સમજી ચતરનર ચાલજી,
કોઈ કાલમા આદરજી કહે લઈ જાસે સઉને કાલજી.

બે બાનુનો ચીતાર, જોએ મનીરામ યાર, ઘણો રોએ ઝાર ઝાર,
અતી રૂદન કરી=જમ રાજાએ=ઘેરી અધવચમાં મુવેલી ઘેર ફરી. ૮

# રંગત ખડી.

બોધ.

## ( રંગત ખડી. )

પુરૂન બ્રમ પરસોતમ સ્વામી છે ઘટ ઘટમા આપો આપ,
પુજા કરો નીત પ્રેમથી તેની જપો હાથ માલા લઈ જાપ,
પુષ્પ પાન લઈ સેવા કર વલી દાન કોઈ બ્રામણને આપ,
પુન પદારથ સારો વસતુ સમજીને નહી કરતો પાપ,
પુજારી થઈ પ્રભુનો રાખ ઉપવાસ કસ્ટ કાયાના કાપ,
પુલ બાંધ તુ સત ધર્મનો સદા પ્રકાસે સત પરતાપ,
પુગસે એક પલમા પતાલમા નહી કર નરમન દુખ વીલાપ,
પુજા કરો નીત પ્રેમથી તેની જપો હાથ માલા લઈ જાપ. ૧

પુષ્પ તાગરા ચડાઓ પુજાથી જલદી થાએ હરજનનો મીલાપ,
પુર પાણીનું રહે નહી ખાલી ન મારો પગથી તરાપ,
પુંજ ધર્મનો કીધો નહી પસતાઈ મર્યા કરી કાપા કાપ,
પુર્થવીપર કર ધર્મ કર્મ તજ પાર ઉતર નર તજ સંતાપ,
પુગસે એક પલમા પતાલમા નહી કર નર મન દુખ વીલાપ,
પુજા કરો નીત પ્રેમથી તેની જપો હાથ માલા લઈ જાપ, ૨

પુત્ર આપણે છૈએ પ્રભુના તે છે કુલ દુનીયાનો બાપ,
પુડો પ્રાચતાનો તું પડનો મેલ ન ખાતો તનપર છાપ,
પુરવે જનમની પરાઈ નીદયા નડે પડે ભોગવવા સરાપ.
પુષ્કળ દુખ પડયા કાયાપર સહન કીધા સઉ ટાઢા તાપ,
પુગસે એક પલમા પાતાલમા નહી કર નરમન દુખ વીલાપ,
પુજા કરો નીત પ્રેમથી તેની જપો હાથ માલા લઈ જાપ. ૩

પુર્વ પશ્ચમ ઉત્તર દખ્ખણ ફરી ફરી કીધો પસતાપ,
પુતલી પ્યારી બેઉ આખોની ઉઘાડ કાડ પડદાની ઝાંપ,
પુરો થયો પપાનો ચોવંગ ગાંઉ સદા દારાની છાપ,

પુરો હીત હુ પ્રેમથી તેનો મારૂ અગ ઠકડાપર થાપ,
પુછ પુગ ગુરૂને જઈ કહે મનીરામ પછી દેજે જબાપ,
પુજા કરો નીત પ્રેમથી તેની જપો હાથ માલા લઇ જાપ. ૪

—— o ——

## લોભી અને ધુતારાની વીગત.

## ( રંગત ખડી. )

ધુતારાઓએ ધનવાનને ચીરજના શબ્દો સહુ સંભલાવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા,
લોભીને ઘેર ઘણી લક્ષમી તોએ તેનું મન ભરે નહી,
ખાએ ન ખરચે ખવરાવે નહી ધર્મની પઇનો કરે નહી,
પતીવ્રતાઓ પણ નહી ભુલ વેસ્યા કોઇથી વરે નહી,
તેમ લોભીયા વસે જહા તાં ભુખે ધુતારા મરે નહી.

### છેકતા.

બે તન ધુતારા થયા એકઠા,
લોભીદાસને ઠગવા પેઠા,
જોગી થઈ જઈ પાસે બેઠા.

જોગીને જોઈ મોહી પડયા સેઠ તરત ઉઠી પાસે આવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૧

બે ચેલાઓ કહે સેઠજી કયા હમ ગુરૂકે કરે બખાન,
હમ દોનોકે બીચમેં બઓઠ હએ વો માહા પુરૂષ ગુનવાન,
કલહમ કાસીકો જાએંગે દો હમકો સીધા સામાન,
મન ઇછા ફલ મગો ગુરૂસે કરે ગુરૂ તુમરા કલ્યાન.

### છેકતા.

નામ સીધાનું સમજયુ જયારે,
સેઠ ધુજવા લાગા ત્યારે,
કહે પીડા આ પતમે કયારે.

સદા વરતમા જાઓ સાધુજી ઢોંગ સોંગ કાંથી લાવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૨

વાત ગુરૂએ ફેરવી નાખી કહે સેઠ સુણલો બાની,
ગાંજા હમરે પાસ ધરા હએ થોડા મગા દીજે પાની,
ગાંજા પીકે ચલે જાએંગે કરદો ઇતની મીજબાની,
પાણી મંગાવી આપ્યું સેઠે ચલમ ભરાવી ગાંજાની.

**ટેકતા.**

સોનાનો એક ટુકડો લીધો,
ચલમની વચમા મુકી દીધો,
ગાંજો બનાવી તનદાસે પીધો.

રાખ ચલમની આપી સેઠને સાધુ સદાવ્રતમા આવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૩

સોનું જોઇ પડયા મોહી સેઠ પસતાવા લાગા વારમવાર,
ક્યાં જાઉ કયા સોધુ સાધુને એવો કરે મન અતી વીચાર,
પછી સાધુને સોધવા સારૂ નીકલ્યા સેઠજી ઘરની બાહાર,
જઇ ધરમસાલામા ગુરૂના ચરણ ધર્યા થઇ દુખો અપાર.

**ટેકતા.**

ચાલો ગુરૂજી મારે ઘેરે,
તમને ન જાણ્યા મે કોઇ પેરે,
કરો હવે મારાપર મેહેરે.

અતી વીનંતી કરી કરગરી સેઠ સાધુઓને લાવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૪

લાલચમા પડયા લોભીદાસજી સમજયા ગુરૂને સરજનહાર,
સુધબુધ ભુલી ગયા સેઠ કરે સેવા સાધુની સાંજ સવાર,
પરસન થયા ગુરૂનાથ બેટા કયા મનમે તું કરતા હૈ બીચાર,
મન ઈછા ફલ મગો મેરેસે ભરૂ તેરે ઘરમે ભંડાર.

**ટેકતા.**

કહે સેઠ સમજો ગુરૂ ગ્યાની,
મને અતી ઇચ્છા સોનાની,
બાએશ કીધી ગુરૂએ રૂપાની,

ચાંદીકા સોના કર દુંગા એમ શેઠને સમજાવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૫

રોકડ નાણું માલને મીલકત વેચીને ચાંદી લીધી,
સરવે ચાંદી ભેગી કરીને સાધુને લાવી દીધી,
ભઠી ચડાવી કથીલની ચાંદીને પાસ રાતે કીધી,
ચલમ ગાંજાની પાઇ સેઠને માહા ઠગોએ બા પીધી.

**ટેકતા.**

પછી શેઠને નીંદરા આવી,
ગયા કામયાગર બહુ ફાવી,
રાતો રાત ભાગા ભઠી ઓલાવી.

આવ્યા પોતાના દેશમા સાધુ વેશ સન્તના બદલાવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૬

ઉઠયા સવારે લોભીદાસજી કામયાગરને નહી જોયો,
અતી રૂદન કરી કહેવા લાગો ડોયો મે ડાપણનો ડોહયો,
લોભ લાલચમા પડી જઇ મે માલ ગાંઠનો સઉ ખોયો,
કોઇદી ખાધુ પીધુ લીધુ નહી દીધુ એમ કહીને રોયો.

**ટેકતા.**

અતી લોભ પાપનું મુલછે,
પેલા જુવો પોતાની ભુલછે,
જુવો કેવી માયાની હુલ છે.

દાદાભાઈ મનોરામ કહે કંઈ ભલા ભલાને ભરમાવ્યા,
લખમીબાઇએ લટકો કીધો લોભીદાસને લલચાવ્યા. ૭

———:0:———

## વેગણા પાપડીના લગન
## વાંચીને શઉ થજો મંગન
## ( રંગત ખડી )

વહીવટીયા વેગણાભાઇ વરઘોડે ચડી વરવા આવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઇ પાપડીને પરણી લવ્યા,
મરચાના માડવામા તોરણ કોથમીરના બંધાએ છે,
વરરાજા વેગણાભાઈ વચ્ચમા બેશી મલકાએ છે,
ચોરા ફરી પીઠી ચોરે મલી ગુવાર ફલી ગીત ગાએ છે,
કાકડીઓ કકલાટ કરી મલી પાન સોપારી ખાએ છે.

**ટેકતા**

દાખી ડાળીમા વર ગજાની,
પીતા પપઇયો વરનો ગ્યાની,
સાસુ વરની શીંગ સેકટાની,

સસરાજી સાકરકોલાએ મંગલીક વાજા વજડાવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઇ પાપડીને પરણી લાવ્યા. ૧

પાપડી તરફથી ગીત ગાવાને આવી બાઇઓ સરવે ભાજી,
લુણી જરસ ચોરી પોઇ ભીંઇ પતરી થઇ મનમા અતી રાજી,

ટાકલો નાલુ અલુ અંબાડો ખટુમડો પાલક પાજી,
માચો મોગ્રસ સરસુ સુઆ તાંદલજા ગોલની ગણ કાજી.

**ધ્રેકતા**

ડાંભો જાઇને લાંબો બેઠો,
તેને મનાવા મુલો પેઠો,
સુરન સઉથી બેઠો હેઠો,

કાંદાભાઇ કરગરી પડી સઉ સાજનયાને સમજાવ્યા,
જમરૂખ જાંબુ જાનઇયા લઇ પાપડીને પરણી લાવ્યા. ૨

સકરકનંદે સરનાઇ વગાડી વરરાજાને સણગારયા,
ચીભડાએ ચૌઘડા વજાડયા ગલકાએ ગાડા હંકારયા,
કનટોલા કારેલા વરના કાકા કામ કરે ધારયા,
ટાંબોટા કોથમીડા બટાટા વચમા ફરે માર્યા માર્યા,

**ધ્રેકતા**

કેલાભેલા ચાલે સઉને
સલગમ શ્રી ફલ આલે સઉને,
ગાજર હાજર ભાલે સઉને,

ગીરીનરીસ ગોંગાટ કરે બઉ તુરીયાએ તાસા ખડકાવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઇ પાપડીને પરણી લાવ્યા. ૩

પડોરા બોરા આવ્યા સાભે બીલમડી સઉને બેસાડે,
ચોધારી મોધરી સાંગરી ગાએ ગીત બુમો પાડે,
કારભારી કવડાબીચ કમરખ જતા આવતાને કાડે,
રતાલુ લાલભટ બન્નેને આવ્યા વર વહુને ઉભા આડે.

**ધ્રેકતા**

ફરસબી ફેરા ચાર ફરાવે,
વર વહુને મંડપમા લાવે,
ભીંડા હુલકર ભણે છે ભાવે.

કારમદાએ કનસાર જમાડી પોસાક સઉને પેરાવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઈ પાપડી ને પરણી લાવ્યા. ૪

ડબલ બીચ ટીંડોરા વાલોર સપેદ કોલા માંગે માન,
ચણા વટાણા નાણા વનતા જમાડે જુગતીથી સઉ જાન,
કાલી ફુલાવર મગમઠ ચોરા આપે છે સોપારી પાન,
સાકર કોલા સેક સઉને નમી નમીને કરે વખાન.

**ટેકતા**

પછી જાન સરવેને વળાવી,
નારંગી મોસંબી આવી,
લીંબુએ ઘેર લીધા વધાવી,

વરની મા દાધીએ મોહલમા પલંગ પ્યારના પથરાવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઇ પાપડીને પરણી લાવ્યા. ૫

વહુજી ગોરા વરજી કારા તે વહુને વર ગમે નહી,
પાપડી ગોરી વેગણું કારૂ તેથી રંગે રમે નહી,
કોઇદી સાથે સુવેન બેસે કોઇદી ભેગા જમે નહી,
પછી વેગણા ભાઇ કહે હવે તમે નહી કાં અમે નહી.

**ટેકતા**

પાપડીને પીયર મોકલાવી,
જઇ કુબી કેરીએ મનાવી.
ફરી ફુદનાએ સમજાવી,

આદુલસન દીલ પસંદ મેથી જઈ પાપડીને લઇ આવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઈ પાપડીને પરણી લાવ્યા. ૬

લાગા પછી હલી મલી રેહવા ચાલ્યો વહીવટીયો વેહેવાર,
રહયા પાપડી બાઇને મહીના હવે કહું તેનો વીસતાર,
દન પર દન સુકાવા લાગી પાપડી બાઇ નાજુક નાર,
માસ થયા સઉ પુરા જણવા પાપડી બાઇએ પુતર ચાર.

**ટેકતા**

આવી પાપડી બાઇ ચકરમા,
પુત્ર જણી મરી ગઇ પલભરમા,
વાલભાઇ સુતા વાસરમાં,

સેવડા સાલીટબીટે પાણીથી વાલભાઇને નવરાવ્યા,
જમરૂખ જાબુ જાનઇયા લઇ પાપડી પરણી લાવ્યા. ૭

એજ વરસમા પાપડીનો ગમ કરી વેગણાભાઇ મર્યા,
વાલભાઇ સુકાઈ ગયા સઉ માત પીતાના કાજ કાર્યા,
એવા સાકભાજીના વીવા કર્યા નામમે સરવે ધર્યા,
બાકી રહયા હોએ નામ સાકના કેજો ગુણી તમે ભેદ ભર્યા.

**ટેકતા**

મારા કહેલા એક ન કેજો,
જુવાબ દાદાભાઇને દેજો.
નહી આવે તો છાના રહેજો,

મનીરામે કંઇ અનેક તરાના ખીયાલ બનાવી સમજાવ્યા,
જમ રૂપ જાણ્યુ જાનઇયા લઇ પાપડીને પરણી લાવ્યા. ૮

—:0:—

## પાચ તત્વનો ઝગડો
## ( રંગત ખડી. )

અગની પવન ધરતી અકાશ જલ પાંચો કરે ઝગડો ભારી,
કોણ નાનો મોટો પાંચોમા દે જવાબ જોઉં હુશીયારી,
અગની કહે હું રહું પાણીમા મારી માયા છે શારી,
બીજી અંગની રહુ શુરજમાં મારા તેજની બલહારી,
તીજી અંગની રહું શરીરમા ચલાઉં કાયા અદકારી,
ચોથી અંગની રહું જગ્તમા ઘરઘરમા છાયાં મારી.

### ચાલ

વલી ધુંધુંકારમા મારી જોત ઝરે છે,
તે અધા ઘોરમા આપોઆપ બરે છે,

જીવણ મરણની હું છઊં શાથી મારેથી શઉ નર નારી,
કોણ નાનો મોટો પાંચોમા દે જવાબ જોઊં હુશીઆરી. ૧

ધુંધુંકારમા વાયુ કહે છે ઝુઝ હું પવન ચલાઊં છું.
બીજો પવન આ શાશ છે મારી ઘટઘટમા હું શમાઉંછું,
તીજો પવન ચાલે દુનીયામાં ગુણી તુને શમજાવુંછું,
ઘડીમા પુરવ ઘડીમા પછંમ એવો નાચ નચાઊંછું,

### ચાલ

હું વચન ક્રીશ્નથી હારી ગયો એક દનમા,
નહી તો ધરતીને આભ ઉદાડુ છનમા,

મારે વગર સઉ કાંમ રહે અટકી મારે પર સઉ જાએ વારી,
કોણ નાનો મોટો પાંચોમો દે જવાંબ જોઊં હુશીયારી. ૨

ધરતી કહે છે મારા જેવો કોણ કરે બીજો સણધાર,
વીધાચલ ઉધાચલ દ્રોણા હેમાચલનો મુજપર ભાર,
કેલાશ પરવત ઘોરીધારા શદાશીવ રહે છે કે દાર.
અઢારશો ભરત્તનશપતી શઉ જીવજંત રહે છે શનશાર.

### ચાલ

શઉ માટીથી ઉતપન થયા ને થાશે,
અંતે માટીમા શરવે મલીને જાશે,

માટીની મેહેમાં મોટી માટીની મલે અંતે ઇયારી,
કોણ નાનો મોટો પાંચોમા દે જવાબ જોઊં હુશીયારી. ૩

આકાશ કહે છે શમ જો ભાઇયો ચારો તમે મુરખ પ્યારા,
મારા તન પર ખીલી રહીયા છે રવી ચંદ્ર નવ લખ તારા,
દલ વાદલ છે મારા ઉપર ધર્યા ઇંદ્રએ નગારા,
શમજો ગુણી ગુણવાન વલી છે શર્વગ લોક ઉપર મારા.

**ચાલ**

બ્રમાએ મને બ્રમાંડ રચીને દીધુ,
વીશનુને કહીને મને ઉભુ કરી લીધુ,

પ્રથમ ધુની મડાન મારામા શું કહું ઝાઝુ વીશતારી.
કોણ નાનો મોટો પાંચોમા દે જવાબ જોઉ હુશીયારી. ૪

પાંણી કહે હુ જગત રચી દઉં તે તમને પ્રકાશ કરૂં,
જીવજન્ત પખશી પંખેરૂ શઉના ઘટમા વાશ કરૂ,
પલમા મેઘ થઇ લાગુ વરશવા અનવન ફુલ ફલ ઘાંશ કરૂ,
પલમા શઉપર કરૂં મેહેર ને પલમા શઉનો નાશ કરૂં.

**ચાલ**

છે શા તો સાગર માંરા મારી અતી માયા,
ગંગા જમનાનુ નીર કરે શુધ કાયા,

નદી નાલા તલાવ કુવા તર મારેથી કુલ કીયારી.
કોણ નાનો મોટો પાંચોમા દે જવાબ જોઉં હુશીયારી. ૫

પાંચ તત્વનો રચ્યો છંદ કર્ડાબંદ પ્રબંદ કરી કવીતાઇ,
છે શા શત્રની વાત ગુણી જન શમજ શીખ કર ચતુરાઇ,
પાંચથી તું હું શઉ નારી નર થયા શમજ તજ મુરખાઇ,
કયું તત્વ મોટુ પાંચોમા પુછે ભેદ દાદાભાઇ.

**ચાલ**

પેલા તુ ધ્યાન શતગુરૂ ચરણનુ ધરજે,
પીંગલને ભણી તુ પછી શાહેરી કરજે,

મણીરામની વાંણી શુણી લે ગુણી ન કર તારી મારી,
કોણ નાનો મોટો પાંચોમા દે જવાબ જોઉં હુશીઆયારી. ૬

——:o:——

## નાયેકા શદગુંણો

## ( રંગત ખડી. )

ચંદ્રવદની ચીતચોર ચતુર લોચન ચંનચલ ચમકાવે છે,
છેલછબીલી છરછંદમા છાની વાતો શમજાવે છે,
રંગરંગીલી રશીકરૂપાળી રૂપ રંભાનુ લજાવે છે,

મનમોહોહની મુરતમાધુરી મુનુશને મન ભાવે છે,
સુભ લખષણી શર્વે ગુણી શોભીત તન શાજ શજાવે છે,
ભ્રકુટીભાલ કપાલ લાલમન ભાન શશી ષરમાવે છે,
મ્રીગનેની નાજુક નખરારી નૈનની શયેન ચલાવે છે,
છેલછબીલી છરછંદમા છાની વાતોં શમજાવે છે. ૧

શજે શાલ શણધાર શરીરે શુંદર પાન્ત શુભાવે છે,
દ્રગ અનજેન મુખ મજંન વીખ ધર વેશ કેષ લપટાવે છે,
કાંનકોટ કંનચુકી કશી ઉર કર કકણ ઝલકાવે છે,
ચપક વરણી ચટક ચાંદણી ચપલા ચાલ બતાવે છે,
શુંદર શજની શુઘડ શલુની શુભ દ્રષ્ટી દરશાવે છે,
છેલછબીલી છરછંદમા છાની વાતો શમજાવે છે. ૨

ચતુર શીરોમંણી પકંટ હરણી પાંન્ત શબ્દ શભલાવે છે,
શીધ કરણી શુધ શુભ આચરણી ધરણી ધરને ધુંણાવે છે,
ભાવ ભાગતણી ભામની ભોલી ભગતનુ ભાન ભુલાવે છે,
તારૂણી તીખ્ષણમાં તપ તપશીયોને તુરત તજાવે છે.
શર્વંગ શીખરણી શતવનંતી જલપર પાષાણ તરાવે છે.
છેલછબીલી છરછંદમા છાની વાતો શમજાવે છે. ૩

પતીવ્રતા પ્રેમંદા પ્રાંણ પીઉપતીને પ્યાર જણાવે છે,
હરખ હંશણી હશ વીનોદથી પતીને અતી રીઝાવે છે,
અદીક વીચાર આચાર શાર શુભ શઉને શતી શીખાવે છે,
અતી આનંદ આકાર બંદ છંદ દાદાભાઇ બનાવે છે,
મણીરાંમ નીરમલી નાયેકા પીંગલથી પરખાવે છે,
છેલછબીલી છરછંદમા છાની વાતો શમજાવે છે. ૪

———:o.———

# રંગત મેરી જાનની ઝડફી

## સ્ત્રી ચરીત્ર

### ત્રીકમ પ્રધાનનો ખ્યાલ

### રંગત મેરી જાનની ઝડફી.

એહમાન છે ઘર નારી૦ ઘર નારી યા પર નારી (મારી જાન)
નારી બેશે જો ધણીને પાશ,
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ*
એક કહુ ઇશ્કની કહાની૦ તમે શમજો કાન દઈ ગીયાની૦(મારી જાન)
રજા હતો એક ગુણવાન૦
કોઇ શાધુ પરશન થઇને૦ ગયો અમરત કુંપી દઇને૦
રાજાએ લીધુ વરદાન*
એની પરીખશા લેવી જોઇએ૦ કોઇને વાત ન કેવી જોઇએ૦(મારીજાન)
બીડુ રાખીયુ શભાને દરમ્યાન.
કોની બહરી એવી શતી, માથુ આપે કહે જો પતી૦
મને જોવાનુ છે અરમાન*

### બેનમાઈ

કરે રાજા ચતુરાઇ૦ બીડુ રાખ્યુ શંભા માઇ૦
રાજા બોલ્યો નહી કાંઇ૦ બીડૂ લે છે પરધાનજી,
ત્રીકમ પરધાનનુ છે નાંમ૦ બાડુ લઈ કીધી શલામ૦
રાજા તમારો ગુલામ૦ ઘણો હુ નદાનજી.

### ચાલ છોટી

કહે ત્રીકંમ રાજા દાશીને બોલાવો,
દાશીને કહો તમે ત્રીકંમને ઘરે જાવો,
મારી નારીનુ માથુ તમે મગાવો,
દાશીને કહો તમે જલદી લઇને આવો.

## દોહરો

રાજા દાશીને કહે તુ જલદી થા તઇયાર,
રૂમાલ ચાલી હાત લે વલી બીજે હાત તલવાર.

## શેર

રાજા દાશીને કહે તુ જા ત્રીકંમને ઘરે,
તેને જઇને કહે કે માથુ માગીયું છે તારા વરે,
માથુ લઇને આવજે કાંપે પોતાને કરે,
કચેરીમા આવજે તાંથી જો તુ પાછી ફરે,

લઇ આગંન્યા દાશી ચાલી૦ જાં ત્રીકંમની ઘરવાલી (મારી જાન)
માંગે માથુ ધણી તમારો ખાશ,
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધંણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૧

શજીને શાજશણગારે૦ હીચકતી નાર હીંદોલે૦ (મારી જાન)
દાશીના શમજી શત વચન,
તમારી તરવાર લાવો૦ મારૂ માથુ કાપી જાવો૦
બોલી તે કઠણ કરી મન*
તરવાર નારીએ લીધી૦ પછી ઘાત પોતાની કીધી (મારી જાન)
કાપી માથુ પાડીયુ નીચે તન,
દાશી માથુ લઇને૦ દીધુ કચેરીમાં જઇને૦
જોઇ ખુશી થયો રાજન*

## બેનમાઈ

ખુશી થયા રાજા જન૦ કહે ત્રીકંમને ધન ધન૦
તારા થયા શુભ લગન, શતી છે તારી નારજી૦
પાલે શતીનો ધરંમ૦ બહુ રાખે છે ભરમ૦
તારી રાખી છે શરંમ૦ હવે થા તયારજી*

## ચાલ છોટી

શમજીને વાત ત્રીકંમ મન હરખાએ છે,
રાજા ત્રીકંમને લઇ ઘેર જાએ છે,
શરજીવન નાર ફરી અમરતથી થાએ છે,
જોઇ રાજાને તે નારી શરમાએ છે.

## દોહેરો

શરમાઈ જોઇ સજાને૦ નારી કાહાડી ઉભી લાજ,
માંગ માંગ રાજા કહે હું ખુશી થયો છું આજ.

## શેર

નારી રાજાને કહે એક શપનું જોયું મે ખરૂં,
કેમ કરી જીવતી રહું જો મારે હાતે હું મરૂં,
કેમ હું જીવતી થઈ તેની ચીન્તા હું મનમાં ધરૂં,
પેલે મને સમજાવો રાજા પછી મુખ થકી ઓચરૂં.

રાજાએ કુપી દેખાડી૦ અમરતથી તને ઉઠાડી૦ (મારી જાન)
શાધુ દઈ ગયો મને વનવાશ,
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૨

પછી મુખથી નારી બોલી૦ ખુબ વાત વીચારી બોલી (મારી જાન)
પેલા આલો મને વચન,
પછી આપો જે હું માંગુ૦ તેતો નથી તંમથી આઘુ૦
તીયારે વચન આપે રાજન.
વચન રાજાએ દીધુ૦ પછી નારીએ મુખથી કીધું૦ (મારી જાન)
જેથી કીધુ ઉભુ મારૂં તન,
તેતો ઈમરત કુપી જોઈએ૦ જાણી વાત ન હોએ કોઇએ૦
તીઆરે થાએ ખુશી મારૂ મન*

## બેનમાઈ

જો રાજાજી ન દેવાએ૦ તો તો વચન તારૂ જાએ૦
જગમા અપ કીરતી થાએ. નહી રેશે ભારજી,
નહી કેમ કરી કેહવાએ૦ પછી કુપી આપે રાએ૦
નારી મનમા હરખાએ૦ ઘણા વારવારજી*

## ચાલ છોટી

રાજાએ પછી તે ઈમરત કુપી દીધી,
ખુશી થઈ થઈ ત્રીકંમની નારીએ લીધી,
રાજાએ પછી ઘરની રાહા પકડી શીધી,
વચન પાલી નારીની આશ પુર કીધી

## દોહેરો

તે દાહાડેથી ત્રીકંમ બહુ કરતો તેને પીયાર,
પછી નારીએ શું કરયું તેનો આગલ કહુ વીશતાર.

## શેર

એક દહાડે નારી ગઈ નદી ઉપર નીરધારજી,
તીયાં એક બાવો રહે નદીને પેહેલે પારજી,
નદી વટાવીને ગઈ બાવાકને તે નારજી.
તેને જોઇને બાવો થયો મનમા ખુશી એક શારજી,

બાવાએ આપી તાલી૦ નારીએ જોયો નીહાલી (મારી જાન)
લાગા પછી કરવા રંગ વીલાશ*
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૩

પછી નારી કહે બાવાને. તું હવડે દે જાવાને૦ (મારી જાન)
આવીશ જીઆર વાગે રાતના બાર*
પછી આવીશ તારીકને૦ મોજ કરશુ નવીન બને૦
પછી જઈશ વાગે ચાર*
બાવાને વચન તે આલી૦ નારી પોતે ઘર ચાલી૦ (મારી જાન)
જઈ કીધી રશોઇ તઇયાર*
રાત થઈ ત્રીકંમ આવ્યો૦ તેને જમાડી શુવરાવ્યો૦
પછી ઉઠી તે ચંચલ નાર*

## બેનમાઈ

જીયારે વાગીયા રાતના બાર૦ નારી જોયે વારંવાર૦
શજી શોલે તે શણગાર૦ નાર થઈ તઈયારજી,
હાથમા લઈ તરવાર૦ કાપ્યું માથુ એક શાર૦
કીધો ત્રીકમને ઠાર૦ વહે લોહીની ધારજી.

## ચાલ છોટી

માથુ કાપી લટકાવ્યું દોરી ધાલી,
નીચે રાખી પાંણીની ભરીને થાલી,
નારી ખુશી અતી થઇને બાવાકને ચાલી,
બાવાની મહડીમા આવી નાર નખરાલી.

## દોહેરો

આવી કરી રશોઈ કરી જમ્યા પછી બેઉજન,
મોજમજાની બાજી રમવા બેઠા ખુશી કરી મન.

## શેર

બાવા કહે શુન પીયારી મેરી મૈય હુવા તેરા યારજી,
તેરે ઉપર જાન મેરી શદકે હએ શો બારજી,
એમ કરતા કરતા જ્યારે વાગા રાતના ચારજી.
લઇ આગન્યા બાવાની ઘરમા આવી ચંનચલ નારજી.

પછી માથુ તનથી ભેલ્યું૦ મુખમા જરા અમરત મેલ્યું (મારી જાન.)
શજીવન કીધી મુવેલી લાશ*
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરે વીશવાશ* ૪

એમ રોજ રોજ કરતીથી૦ કોઇની બીક નહી ધરતીથી૦ (મારી જાન)
લોહી વહીવહીને શુકાયું તન*
તોબી ભોલો ત્રીકંમ ધણી૦ શમજીયો શતી નાર ઘણી૦
રાખતો હતો બહુ મન*
ત્રીકંમનુ મોનું જોઇ૦ શમજયા નહીં ભેદ કોઇ૦ (મારી જાન)
એક દાહાડે પુછે રાજન*
તને દર્દ કાંઇ થયું૦ કેમ તન શુકી ગયુ૦ ઝુરે છે તુ દનપર દન*

## બેનમાઈ

ત્રીકંમ કહે મને શુખ૦ નારી જોઇને ભાંગુ ભુખ૦
મને કાંઇ નથી દુખ૦ શુખી હું શદા રહુ છઉ*
નથી રાખતો વીજોગ૦ મને નથી કાંઇ શોગ૦
મને કાંઇ નથી રોગ૦ હુંતો ખરૂ કહું છઉ*

## ચાલ છોટી

કહે રાજા ત્રીકંમ કેટલો તને શમજાઊં,
કાંઇ દુખ હોએ તો વઇદોને બોલાઉ,
તેની પાશે તારી દવાદારૂ કરાઊં.
તારે શારૂં મારો માલ ખજાનો લુટાઊ.

## દોહેરો.

ત્રીકંમ રાજા એને કહે નથી દુખ મારાતનમાંએ,
શુ કરવા ખોટુ કહું તમારા આગલ રાએ.

## શેર

રાજા ત્રીકંમને કહે શું ચીન્તા મનની માએ છે.
શુ કારન થી આ તારૂ નીત તન શુકાએ છે.

ત્રીકંમ નથી કાંઇ માનતો આખર પોતે ઘેર જાએ છે,
રાજા કહે જોઉતો ખરો ત્રીકંમને ઘેર શું થાએ છે.

રાજા ત્રીકંમના ઘરમા પેઠો૦ જઇ મેડા ઉપર બેઠો (મારી જાન)
કરવા લાગો ખુબ તપાશ*
પોતાનું માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૫

શુવરાવ્યો ત્રીકંમને જમાડી૦ અરધી રાતે તલવાર કાડી (મારી જાન)
ત્રીકંમની ગરદન પર મારી*
માથુ કાપી લીધું૦ ઉપર લટકાવી દીધું૦
નીચે રાખી જલથારી*
લોહી માથામાથી ચુવેછે૦ રાજા નજરેથી જુવે છે૦ (મારી જાન)
રાજાએ વાત તાં વીચારી*
આ છે ત્રીકંમ દુખ૦ બીજું શરવે તેને શુખ૦
જેથી શુકે છે દેહેશારી*

## બેનમાઈ

નથી ખાતી કેનો ડર૦ શણ્ગીશાજ તન ઉપર૦
ચાલી નદી પર શુંદર૦ રાજા પાછલ જાએ છે*
મધરાતે ચાલી નાર૦ વચમા વાઘ બેઠો શાર૦
કીધો વાઘનેબી ઠાર૦ તાંથી છુટી થાએ છે*

## ચાલ છોટી

રાતની નદીની ચડી હતી બહુ ભરતી,
ગઇ તરીને પેલે પાર વાર નથી કરતી,
અજગરને જોયો તોબી જરા નથી ડરતી,
તેનેબી મારીને છુટી કીધી ધરતી.

## દોહેરો

નારીની હીમત જોઇ રાજા કહે મનમાંએ,
એ ખુન નારે કર્યાં તોપણુ તે આગલ જાએ.

## શેર

મહડી પાશે આવી તીઆરે પુરી થઇ તેની ધારણા,
લાડથી બોલી ઉઘાડો બાવાજી બારણા,
બાવા કહે તુ કોન હએ આઇ તુ ઇંહા કીશ કારણા,
ઉભી દાશી તારી છેઉ બાવા મારા શોહામણા.

ઉઘાડીયું દુવાર ઘરમા આવી નારી૦ બાવાકહે આ મેરી પેયારી (મેરીજાન)
તેરે બીન મેરા જી હુએ ઉદાશ*
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૬

રાજાએ ચરચા જોઇ૦ બીજુ જાંણે નહીં કોઇ૦ (મારી જાન)
રાજાને આવ્યુ આંખમા ઝેર*
પણ જો કાંઇ ચરચા કરે૦ તો તે નારને હાથે મરે૦
તેથી આવ્યો પોતાને ઘેર*
બાવાને ખુશી કરીને૦ નારી આવી પાછી ફરીને૦ (મારી જાન)
લાગીતી તેને તીંયાતો અવેર*
માટે જલદી અમરત લઇને૦ કીધો જીવતો અમરત દઇને૦
એવો ભોલા ધણીનુ અંધેર*

## બેનમાઇ

ગઇ રાત થઇ શવાર૦ બને ઉઠીયા નર નાર૦
કરી રશોઇ તયાર૦ જમ્યા બને શાતજી*
પછી ગયો રાજદુવાર૦ બેઠો કચેરીમોઝાર૦
જોઇ ત્રીકંમના દીદાર૦ રાજા પુછે વાતજી*

## ચાલ છોટી.

અરે ત્રીકંમ તારૂ મોહોડુ ગયુ કેમ શુકી,
તારી નારી જાએ છે ઘરમાં તુને મુકી,
માથુ કાપવાથી તારૂ તે નહીં ચુકી,
તારી નાર ફકત છે તારા લોહીની ભુખી.

## દોહેરો.

ત્રીકંમ રાજાને કહે મારી નારી શતી પ્રમાણ,
માથુ આપ્યું તું મુજ થકી તે તંમથી નહીં અજાણ.

## શેર.

રાજા કહે મે ચરચા જોઇ નજરે શઉ નીરધારજી,
માથુ કાપી તારૂ ગઇ નદીને પેહેલે પારજી,
પાછલથી હું ચાલતો તો આગલ તારી નારજી,
જોઉ છઉ તો બાવો તેનો દીઠો મે એક યારજી,

શઉ ચરચા જોઇને આવ્યો૦ મારા મનમા ખાતરી લાવ્યો૦ (મારી જાન)
જેથી શુકાએ તારૂ તન માશ*

પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૭

ત્રીકંમ કહે ન જાણુ છાનુ૦ મને દેખાડતો માનુ૦ (મારી જાન)
રાજા કહે ત્રીકંમનેજી*
તમેં જલદી ઘેર જાજો૦ કાંઇ રાધીયુ હોએ તે ખાજો૦
શુજો મારી દંમનેજી*
હું આવીશ તને જગાડીશ૦ શત્ ચરચા પછી દેખાડીશ૦ (મારી જાન)
ખાતરી આવશે તમનેજી*
ત્રીકંમ આવ્યો જલદી ઘેર૦ છુપેયો રાખ્યો મનમે કેર૦
કહે ખાવાદો અમનેજી*

## બેનમાઇ

ત્રીકંમ જમી કરી૦ શુતો આંખ ઉંઘ ભરી૦
રાજા આવ્યો તીંયા ફરી૦ બેઠો મેડાની ઉપર*
થઇ તે અરધી રાત૦ લઇ તરવાર હાત૦
કરી ત્રીકંમની ઘાત૦ ચાલી નદીપર શુંદર*

## ચાલ છોટી.

પાછલથી રાજા ત્રીકંમને જીવતો કરીને,
ગયા બનેજણા પાછલ નારીને ફરીને,
ગઇ નદીમાથી નારી તેતો તરીને,
પોચી મહડીમા બાવાની હીંમત ધરીને.

## દોહેરો.

તેને જોઇ બાવો કહે કેઉ ઇતની દેર લગાઇ,
તેરે ઘર તુ પીછી જા નહીં રખતા આશનાઇ.

## શેર

પગે લાગુ બાવા તારા મારીપર તું રીશ ધર,
તારી પાશે આવી હું જીયારે તે શુતો મારો વર,
પગની દાશી છઉ હું તારી જોએ તે તુ દંડ કર,
વાત નરમી શમજીને બાવાનુ પગલ્યું છે જીગર.

તેરે પાશ એ પાની રખાના૦ તુને હાતશે મુજકોન હલાના૦ (મા. જા.)
ફીરશે તુ નહીં હોવે બદમાશ*
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૮

જોયે ત્રીકંમ જેમ જેમ ચરચ્યા૦ તેમ લાગે તનમા મરચ્યા૦(મા.જા.)
જાએ તેને કતલ તે કરવાને*
તેને જોઈને કહે રાજા૦ તમે ગરમ ન થાવો ઝાઝા૦
ત્રીકંમ લાગો ડરવાને*
એ નાગી ખુની ધણી છે૦ ગણુશે નહીં કે મારો ધણીછે૦(મારી જાન)
જાએ છે કાંહાં તું મરવાને*
એ શું કરશે તે જોઇએ૦ જાણી વાત નથી કોઇએ૦
કહી લાગો ધરવાને*

## બેનમાઈ

બાવા કહે પાની લા૦ તેરે હાતશે નહલા૦
મેરા તન કર શફા૦ શુલા ખાટકી ઉપર*
પછી પાંણી લાવી નાર૦ જેથી નવરાવ્યો યાર૦
ઉચકાયો બાવાનો ભાર૦ ત્રીકંમ જોએ છે નજર*

## ચાલ છોટી

બાવાને ઉચકી નાખ્યો ખાટની ઉપર,
પછી બાવાકને કરજોડી ઉભી શુંદર,
કહે રાજા ત્રીકંમ હવે હાહાંથી પાછો ફર,
જેવો હતો તેવો તને કરી રાખુ તારે ઘર.

## દોહેરો

રાજાજી તો આવ્યા ત્રીકંમને લઈ શાત,
રાજા ત્રીકંમને કહે તુ નહીં કરતો કાંઈ વાત.

## શેર

કચેરીમા આવજે જીઆરે થાએ શવારજી,
પછી જેવો હતો ત્રીકંમ એવો ફરી કરયો હારજી,
જીયારે વાગા રાતના ચાર તીયારે ઘરમાં આવી નારજી,
અમરત દઇ શજીવન કીધો ભોલો તેનો ભરથારજી.

ત્રીકંમને જીવતો કરીને૦ પછી શુતી નાર ફરીને૦ (મારી જાન૦)
ત્રીકંમ હવે શુતો થઈને નીરાશ*
પોતાનું માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોભી ન કરો વીશવાશ*



ગઈ રાત શવાર થઈ જીયારે૦ ત્રીકંમ આવ્યો રાજાકને તીયારે૦(મા જા)
રાજા કહે ધીર ધરીએ*

તું નહીં થા દીલગીર૦ ચાલ નદીને તીર૦ બાવાને કતલ કરીએ*
ગઆ નદીને પેલે પારે૦ કીધો બાવાને ઠારે૦ (મારી જાન)
ત્રીકંમ કહે ઘેર ગંમી ફરીએ*
રાજા કહે હમણાં નહીંઈ૦ અંતે કામ પડશે કહીઈ૦
પછી હરગીજ નહીં ડરીએ*

## બેનમાઈ

માટે તુ ઘરમા જા૦ કાંઈ રાંધીયુ હોય તે ખા૦
મુખથી બોલતો ન જરા૦ શુજે આંખ ઉંઘ ભરી*
ત્રીકમ આવ્યો ઘરની માંએ૦ કહે જમો મારે રાએ૦
જમી ત્રીકંમ સુતો થાએ૦ શુતો ઉંઘ વશ કરી*

## ચાલ છોટી

જલદી શુતો ત્રીકંમ ખુશી થઇ નારી,
તલવાર લઈ નાખ્યો ત્રીકંમને મારી,
ગઈ મહડીમા બાવાકને થઈ અંધીયારી.
જોએ છે તો બાવો પડયો શુતેલો ભારી.

## દોહેરો

ઉઠ મારા બાવાજી તુ હું જલદી આવી આજ,
શું કરવા રીશાયા તંમે મારા શરના શરતાજ.

## શેર

બોમ મારી મારીને પછી દીવો કીધો શારજી,
જોયછે તો બાવો મુવેલો પડયો નીરધારજી,
કેને મારયો બાવા તુને બોલ તુ એક વારજી,
તારે કારન આવતીતી મારી હું ભરથારજી,

તારા ખુનીને મારીશ જાંણી૦ એમ કહીને છોડીયુ પાંણી (મા જા.)
બંદ થયા બાવાના શાશ*
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૧૦

બાવાને પછી દફનાવી૦ નારી રડતી ઘેર આવી૦ (મારી જાન)
જઈ કીધો ત્રીકંમને કીધો શજીવન*
પછી ગઈ વીતી રાત૦ જીયારે થઇ છે પરભાત૦
ત્રીકંમ ઉઠયો કઠણ કરી મન*
તે મનમાં કરોધ બહુ લાવ્યો૦ રાજાને પાશે આવ્યો (મારી જાન)
તેને જોઈને કહેછે રાજન*

તુ જલદી ઘેર જજે૦ આવાના ફેલ કરજે૦
મુખથી નહી કેહેતો વચન*

## બેનમાઈ

ત્રીકંમ ધરમા આવી૦ ખુબ ફેલ બતાવી૦
ઉનુ પાંણી રખાવી૦ બેઠો નાહાવાને ત્રીકંમ*
કહે આંગ મારૂ ચોલ૦ તન પાંણી માહીરોલ૦
શમજી નારી આવા બોલ૦ ખાધો મનમા ઘણો ગંમ*

## ચાલ છોટી

કોઈ દાહાડે નહીં ને આજ એઉ કેમ બોલો,
તમારે હાતેથી તમારૂ એ તન ચોલો,
મારૂ મન નહી તમે દુખ દરીયામાં રોલો,
શુંછે એ મનની વાત મારા કને ખોલો.

## દોહેરો

મને તુ નહવરાવી કરી મેલ પલંગ ઉપર,
કેમ ઉચકુ તમને પતી મારી નાની છે ઉમર.

## શેર

ત્રીકંમ કહે આવાનો તે કેમ ઉચશીઓ ભારજી,
બશ એટલુ શાંભલતા લીધી નારીએ તલવારજી,
મારા વાહાલાને તેં માર્યો વેરી તું ભરથારજી,
ખુન લઈશ મારા વાહાલાનુ હમણા કરૂં તને ઠારજી,

એટલુ કહીને ઘાત કરે છે૦ રાજા આવી હાત ધરે છે૦ (મા. જા)
રાજા કહે તુછે રાંડ બદમાશ*
પોતાનુ માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૧૧

રાજા કહે શતી તુ નારી૦ હવે થઇ ખાતરી મારી૦ (મારી જાન)
જોયુ મે શતીપણુ તારૂ*
ભોલો તારો ભરથાર૦ હમણા કરતે તેને ઠાર૦
પછી શું રેતે પણ મારૂ*
ત્રીકંમ કહે રાજા શુણો વાતે૦ આ નાર ઘણી કમજાતે (મા. જા.)
મારવું એને ઘણું શારૂં*
રાજા કહે એછે મીથ્યા૦ નહી કરવી સ્ત્રી હંત્યા૦
તેથી શશુર કર તું વારૂં*

## બેનમાઈ

એના કાપો બને કાન૦ ચોટલો નાકબી નીશાન૦
એને કરી ખુબ હેરાન૦ કાહાડો ગાંમની બાહર*

બેશાડી ગધેડાપર૦ ચરચા થઇ ઘરેઘર૦
પડી શેહેરમા ખબર૦ જોવા આવ્યા નારીનર*

### ચાલ છોટી

કહે દાદાભાઇ તંમે વાતોપર ચીત ધરજો,
ભુલેથી એવી નારીનો શંગ નહીં કરજો,
એવી નારી હોએ તો ઝેર ખાઇ મરજો,
નહીંતો દુનીયામા વાંઢા થઇને ફરજો.

### દોહેરો

ઇશત્રી ચરીંત્ર ખુબ કરી ઠગે પતીને નાર,
ભોલા પતી જીવ ખોયે છે રાખીને ઇતબાર.

### શેર

શેઠ શાપુરજી કહે પુરો થયો હવે છંદજી,
છંદ ખરશેદજી કહે કડી કાઢીઆ બંદજી,
નશરવાંનજી નવરોજજી કયે કાવશજી થઇ આનંદજી.
આદરજી રાંમચંદ્રને કહે શમરો હરી હરચંદજી.

મનીરાંમ કહે શમજ નર૦ નારીનો ભરોશો નહીં કર૦ (મારી જાન)
જોઇએ તો કરજો તંમે અજમાશ*
પોતાનું માથુ કાપી૦ શતી થાએ ધણીને આપી૦
તોબી ન કરો વીશવાશ* ૧૨




## બે દોશદારનો પ્રેમ પ્રીતનો દાખલો

## રંગત મારીજાનની શાથી.

દોશતી દુનીયાંમા શહુ કોઇ કરવા જાંણે,
મારીજાન=નીભાવે કોઇ પુરૂશ ગુનવાન.
દોશતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન,
માયાની મપાલુ મોહોબત મનમોહની છે.
મારીજાન=કાન દઇ શમજો કહુ ગીયાની,

શી રીતે એક દોશ દોશતીની રે કદર જાની,
કોઇ એક શેહેરમા હતા બેઉ દોશદારે,
મારીજાન=એક દીલના બેઉ દીલજાની,
એક બીજાને જોયા વગર કોઇ પીએ નહીં પાની.

## ચાલ

એક રજપુત બીજો શાવકારનો તનજી,
બેઉનુ બચપનથી લાગીયુ તુ મનજી,
કરે મોજમજા ફરે શાથે રાતો દનજી,
કરે એક બીજાપર અરપણ તન મન ધનજી,

મારીજાન=પછી શું થયુ તે કહું બયાન,
દોશતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૧

એક દાહડે શેહેરમા નીકલ્યા બને ફરવા,
મારીજાન=મેહેલ રજપુતનો દીઠો ભારી,
શોભા અપરંમપાર મેહેલની ખુલી હતી બારી,
તે બારીમા એક બીજો ચંદ્રમા દીઠો,
મારીજાન=હતી તે રજપુતની નારી,
તેને જોઇને શાવકારે એક દીલથી હાએ મારી.

## ચાલ

ચેરાનો ઉતરયો રંગ પડીયો બીશઆનો,
તે નારીને જોઇ દીલથી થયો દીવાનો,
થઇ વીયાકુલ ઉભો તીંયાજ તે છાનોમાનો,
જેમ દીપક જોઇને બલી જાએ પરવાનો.

મારીજાન=તેમ તે બલવા લાગો જુવાન,
દોશતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન ૨

રજપુત ઝટ શમજયો જોઇ રંગ ચેહેરાનો,
મારીજાન=ઉભા કેમ ઇહાંજ ભાઇ મારા,
સુ કારણથી તમારા કરમાયા બેઉ રૂખસારા,
એવી સું ચીંતા થઇ મને કહો ભાઇ,
મારીજાન=તમે મને પ્રાણથી છો પ્યારા,
જાઉ જીવથી તોબી ફરૂનહી હુકમથી હું તારા.

## ચાલ

કહે સાવકાર ભાઇ વાત સમજ તું મારી,
આ નારીએ મારી મારા દીલમા કટારી,
એના જખ્મથી સુરત થઇ ગઇ મારી કારી,
હું નથી જાણતો હસે તે કોની પ્યારી.

મારીજાન=એને મળવાનો મને અરમાન,
દોસ્તીને કારણે ઓયો ચારોએ પોતાનો જાન ૩

બની સકે તારાથી તો મને તેને મેળવ,
મારીજાન=પુરણ હોએ તારી મુજપર મહેર,
તુ જો મને નહી મેળવએ તો મરીસ હું ખાઇ ઝેર,
રજપુત મન કહે મારેથી દોસ નથી વાકેફ,
મારીજાન=મેળવુ એને હવે બસુએર,
એક બાજુ બેસાડી દોસને આવ્યો પોતાને ઘેર.

**ચાલ**

તે આવીને કહે સાંભલ પ્રીય પ્યારી,
તુ ખરીજ હોએ મારા જો પ્યારી નારી,
તો આજની રાત બસ રાખજે મરજી મારી,
મારા દોસની કર તું દીલથી તાબેદારી,

મારીજાન=કરજે આજની રાત મીજબાન,
દોસ્તીને કારણે ઓયો ચારોએ પોતાનો જાન. ૪

મારો દોસ નહી જાણે કે મારી તુ નારી,
મારીજાન=એવી કોઈ તજવીજ તું કરજી,
જરા દુખ નહી દેતી રાખજે એની સહુ મરજી,
એની મરજી માફક બધા કામ તુ કરજે,
મારીજાન=સમજીને પોતાનો વરજી
કરજે મારેથી સેવા વધારે એની સુંદરજી.

**ચાલ**

નારીએ માન્યું જે કંઇ કહયું પ્રાણનાથે,
કહે નારી તમારી આગીયા ચડાવી માથે,
સ્ત્રીનો અરધો જીવ સ્વામીની સાથે,
હુ જઇસ સ્વર્ગે જો મરીસ તમારે હાથે,

મારીજાન=ભલામણ દઇને ગયો દીલજાન,
દોસ્તીને કારણે ઓયો ચારોએ પોતાનો જાન ૫

તે આવી દોસ દોસદારને કેહેવા લાગો,
મારીજાન=તમારૂ આવ્યો કરીને કાજ,
બેલાશક તમે આખી રાત જઇ કરો મનગમતું રાજ,
સમજીને દોસનો આભાર માનવા લાગો,
મારીજાન=તમે છો મારા સરના તાજ,
જીવતદાન મને આપીને બસ ઉગારી લીધો આજ.

### ચાલ

લઇ રજા દોસની ગયો તે માલા ઉપર,
જોતાને વાર સનમુખ આવી તે સુંદર,
હેતેથી ઝાલ્યો નારીએ તેનો કર,
કહે ભલે આવ્યા તમે મારા સરના છત્તર,

મારીજાન=બેસાડયો દઇને આદરમાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૬

અતી આદરમાન જોઇ મેક ઘણો હરખાયો,
મારીજાન=થયો તે મનમા અતી રાજી,
ગઇ ગમી પેહેલેની મનમા ખુશી થઇ તાજી,
દાસીને પાન સોપારી મોકલી લેવા,
મારીજાન=પછી કાડી ચોસર બાજી,
મેક કહે પ્યારી પાણી પા મને લાગી તરસ ઝાજી,

### ચાલ

પાણી લેવા તે ગઇ ખોલીને અંદર,
એટલામા મેકની નજર પડી ખુટીપર,
ટાંગ્યું તું દોસનું મંદીલ એક વલી ખંજર,
તે સમજયો રએ મારા દોસનું નારીએ ઘર,

મારીજાન=ઉઠીને જોયું ધરીને ધ્યાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન ૭

એટલામા નારી પાણી લઇને આવી,
મારીજાન=ચીઠી જોઇ આગલીએ નીરધાર,
મારા દોસનું છે આ ઘર એવો નારએ કર્યો વીચાર,
નારીને મોકલી તેડવાને દાસીને,
મારીજાન=હુકમ માનીને ગઇ તે નાર,
એકાંત વાસ જોઇને સેઠ બંધ કીધા ઘરના દુવાર.

### ચાલ

શાબાસ દોસ તારા દીલને ધન તારી માને,
મારા દીલને સાર તે સોપ્યું તારૂ મકાને,
હું કુડ કપટી આવ્યો કુડ કરમ કરવાને,
મને માફ કરજે હુ તદન હતો અનજાને,

મારીજાન=દોસ તારૂ ભુલું કેમ આસાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૮

પેહેલથી ખીના લખી સઉ કાગલમા,
મારીજાન=મુકી માથા નીચે નીરધાર,
અઐ મારા પાપી જીવ પડો સોસો તુજપર ફીટકાર,
કારૂ મોહડુ મારા દોસને કેમ દેખાડુ,
મારીજાન=છે મારા જીવતરપર ચીકકાર,
હવે દોસ કયામતમા મલીસું પાછા બેઉ દોસદાર.

**ચાલ**

એટલુ કહીને એક કટાર પેટમા મારી,
પોતાને હાથે કીધી તનની ખ્વારી
એટલામા પાછલે દુવારથી આવી નારી,
જોઇ નારીએ મનમા વાત વીચારી.

મારીજાન=આવસે તોહમત અંતનીધાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૯

મારા પતીનો છે આ દોસ ખાસ તનમનનો,
મારીજાન=મુવલો કદી તે જોસે,
શક લાવી મારાપર વલી પોતાનો જીવ ખોસે,
માટે હુંખી મારે હાથે મરીને જાઉ,
મારીજાન=પછી પતી મારૂ લોહી ધોસે,
લઇ કટારી મારી ખોયો ઝટ જીવતેનીરદોસે.

**ચાલ**

એટલામા પાછલે દુવારથી આવી દાસી,
આવીને લાસ બેઉની તેને તપાસી,
આવે આલ મારાપર વાત એ મનમા વમાસી,
પછી પોતાને હાથે લીધી ગલામા ફાંસી,

મારીજાન=દાસીએ કીધી જીવની હાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૧૦

પછી ઘણી વારે રજપુતખી આવ્યો ઘરમા,
મારીજાન=જોઇ તનોની મુવેલી લાસ,
હાએ વાએ કરવા લાગો બેસીને દોસની પાસ.
પીખે બાલબાલ માથાના છાતી કુટે,
મારીજાન=દોસતે તોડી મારી આસ,
હું નહીં જાણુતો હતો કે નારી એવી હસે બદમાસ.

**ચાલ**

સુ કારણ દોસ તુને રાંડે નાખ્યો મારી,
એવું જાણતે તો સાથે આવતે તારી,

એવું સું દુખ મારા દોસે દીધુતું ભારી,
એવી કેમ કસાઇ નીકલી અરે તું નારી,

મારીજાન=રાંડ કેમ થઇ રે તું બેમાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન, ૧૧

લઈ માથું દોસનું મેલ્યું પોતાને ખોલે,
મારીજાન=તો કાગલ લાગો એક તેને હાત,
વાંચી ખીના સઉ જાણી લખીથી પેહેલેથી સઉ વાત,
નથી વાંક કાંઇ નારીનો નથી દાસીનો,
મારીજાન=નીશાની જોઇ મે સઉ એકાંત,
શરમીનદો થઇ પોતાને હાથે કીધો મે જીવનો ઘાત.

**ચાલ**

વાંચી ખીના મનમા પસતાવા લાગો,
પછી નારીના ગુણ ઘણાજ ગાવા લાગો,
ત્રણેના નામ લઈ લઇ બોલવા લાગો,
લઈ દોસને છાતી સાથે દબાવા લાગો,

મારીજાન=હવે કેમ જીવું હું જગ દરમ્યાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૧૨

તેણેને સાથે કીધા સુતો બાજુમા,
મારીજાન=પેટમા મારી કટારીજી,
થઇ સવાર આજુબાજુ ઉઠયા નરનારીજી,
આવી ખીના જોઇને ખબર કરી રાજાને,
મારીજાન=થઇ ગઇ ચરચા ભારીજી,
રાજા વજીર જોવા આવ્યા ભેગી ખલકત સારીજી.

**ચાલ**

પેહેલા તો આવીને કરવા લાગા તપાસે,
પછી ઊચકી જોઇ તે ચારોની લાશે,
તો ચીઠી એક પડાતી તેની પાશે,
વાંચી ચીઠીની ખીના કરી બહુ કયાસે,

મારીજાન=વજીર તે હતો ઘણો વીદવાન,
દોસતીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૧૩

કહે વજીર નથી ચારોને કોઇએ માર્યા,
મારીજાન=મુવા તે પોતાને હાતે,
દોસની દોસતીલીધે થઇ ચારોજણની ઘાતે,
રાજાએ લાસ ચારોની સાથે દફનાવી,

મારીજાન=પ્રસીધ થઇ દુનીયામા વાતે,
દોસ્ત કરો તો એવો કરો જે મરે દોસ્ત સાતે,

**ચાલ**

કહે દાદાભાઇ ઉસ્તાદ દોસ્તની કહાની,
કાવસજી ઉપર સાહેબની મેરબાની,
નસરવાનજી નવરોજ આદરજી કે ગ્યાની,
મુરારજી ભીખુ રામચંદર દીલજાની,

મારીજાન=મનીરામ કહે છે હું નાદાન,
દોસ્તીને કારણે ખોયો ચારોએ પોતાનો જાન. ૧૪




## કીરતારની પ્રાથના.

### ( રંગત છોટી. )

મનેતાર યાર કરતાર પાક પરવર તું,
હું દાસ ખાસની આસ પુરી હવે કર તું,
લે ગુનાહગાર લાચારની યાર ખબર તું,
કર કાજ આજ મૌતાજના ધરનીધરતું,
સહિ કાપ પાપ સંતાપ આપ મને વર તું,
જપું જાપ બાપ અદીયાપ જો એકનજરતું,
તન મન ધન અરમાન દરશણ દે દીલભર તું,
હું દાસ ખાસનો આસ પુરી હવે કર તું. ૧

મુખત્યાર યાર સરદાર છે સર છતર તું,
ઘટઘટમા પ્રગટ જાણે સહુના અંતર તું,
મુજ ગ્યાન શાન નાદાનના ઉરમા ભરતું,
સુખ થાએ કાએ થઇ સાએ કષ્ટ કુલ હરતું,
લેબાલની ઝટ સંભાલ લાલ ચાતર તું,
હું દાસ ખાસની આસ પુરી હવે કર તું. ૨

છે ભગત જગતમા અગુત ન તેને વીસર તું,
કર લેહેર મેહેર તજ કહેર તાર સાગર તું,
જાએ ભુખ દુખ થાએ સુખ ભાંગ ભવડર તું,
રહું તારણ તરણ હું સરણ ન ભુલ પલભર તું,
તન મન ધન અરપન દરસન દે દીલભર તું,
હું દાસ ખાસની આસ પુરી હવે કર તું. ૩

કરી દયા જરી હરી થા પરસન મુજપરતું,
અનજાન જન અગન્યાનની કુમતી ખરતું,
પરગટ દારાના ઘટમા ઝટકર ઘરતું,
ખાઇ તરસ દરસદે સરસ સ્યામ સુંદર તું,
મનીરામની એ છે હામ નામ કર સરતું,
હું દાસ ખાસની આસ પુરી હવે કરતું. ૪

———o———

## બોધ

## ( રંગત છોટી. )

તનમન ધન અરપન હર ચરનન પર કરતું,
નર ખટપટ તજ ચટ રટ ઝટપટ નટવરતું,
મસ કસ અંતસ નસનસ કસ જગ જસ ધરતું,
નહસ પરવસ કસ બસ રંગરંસ પર હરતું,
ધજ રટન કથન કથ રતન મથન મથ નરતું,
નઅસત વરત કથ સતમત જગત અંદરતું,
અન ધન તજ હરજન કર સમરન મન હરતું
નર ખટપટ તજ ચટ રટ ઝટપટ નટવરતું. ૧

રટ ઘટઘટ હરહર પરગટ કર અકસરતું,
પલ પલ ભજ ભગવત તજ ન ભજન રજભરતું,
નમ કેસન ચરનપર દ્રઢ કર મન અંતર તું,
હર શંકટ શકલ રટ અટલ અચલ શંકર તું,
રત વરત તરત કર તરક નગર ઘર જરતું,
નર ખટપટ તજ ચટ રટ ઝટપટ નટ વરતું. ૨

ચનચલ છલબલ નર સકલ તજ અકલ વગરતું,
રદકરન જનંમ ગંમ નકર નખન નર ખરતું,
ન નગર નગર કર નજર નરંગ વશતર તું,
ન વનવન ફર નર રખડ નખન વનચરતું,
પર કસ્ટ હરણ બન ખરચ નધંન બંન અમરતું,
નર ખટપટ તજ ચટ રટ ઝટપટ નટ વરતું. ૩

રચ અક્ષર અક્ષર કઠંણ કઠંણ ખંજર તું,
કર કર્મનબદ પદ પર્મ હસ્રન કર સ્રરતું,
રસ રંગ ભર છંદ અંદર કશમંન મંદર તું.
નવ રતન જતન કર ક્રશન ન તજ અવસર તું
સત અસકનદર મન સમજ રમજ સતવર તું,
નર ખટપટ તજ ચટ રટ ઝટપટ નટ વરતું ૪

---

## બોધ

## ( રંગત છોટી )

જીવતાના સગા માબાપ બેનને ભાઇ,
મુવાનું કોઇ નહીં સગુ આ દુનીયા માંઇ,
જીવતા જીવત સહુ માન દઇ બોલાવે,
સણગાર સજાવે દાગીના પેરાવે,
વલી ભાવતા ભોજન કરી સહુ ખવરાવે,
રીસાએ કદીતો આવી કુટમ મનાવે,
પછી મોહોમાયામા જાએ જીવ લપટાઇ,
મુવાનું કોઇ નહી સગુ આ દુનીયા માઇ. ૧

માબાપ કહે છે વાહલો દીકરો મારો,
કહે બેન તું બનંધુ મારી આંખનો તારો,
કહે છે નારી મારો વાહલો પીઉ પીયારો,
જીવતા જીવત પ્યારો ને પછી અકારો,
સમજો ફક્ત એક જીવની રહી સગાઇ,
મુવાનુ કોઇ નહી સગુ આ દુનીઆ માઇ. ૨

જે વખતે તારી કાયાથી જીવડો જાસે,
તે વખતે સગા સહુ આવસે તારી પાસે,
સમસાન સુધીના તારા સાથીયો થાસે,
પછી રડી કુટીને તારા નામથી નાહસે,
રહી જાસે ફક્ત એક ભલાઇ કે ભુંડાઇ,
મુવાનું કોઇ નહી સગુ આ દુનીયામાઇ, ૩

કહે દાદાભાઈ જીવતા જીવત નેકી કર,
તે નેકીનો બદલો મલસે તને ઉપર,
રહી જાસે જગમા અમર નામ કહે આદર,
સત મારૂ કહેવું સમજ તું નર મન અંદર,
કહે મનીરામ જીવતાની કરે બડાઇ,
મુવાનું કોઇ નહી સગુઆ દુનીયામાઇ. ૪

## બોધ
## ( રંગત છોટી )

સુઘડાઇ સફાઇ નકર થસે નરશાઈ,
નમતાઇ ભલાઇ કર રહે ભલ મનસાઇ,
લુચાઇ ઢોંગાઇ તજનર નકર બુરાઇ,
મચકાઇ ફુગાઇ જતો ન નર છલકાઇ,
તુંદાઇ તીખાઇ સદા ન રહે અકડાઇ,
કરમાઈ કોવાઇ જસે સઉ સરસાઇ,
આબાઇ ચોખાઇ નકર ઘણી ગુમરાઇ,
નમતાઇ ભલાઇ કર રહે ભલ મનસાઇ. ૧

જગમાઇ વીટાઇ માયમા લપટાઇ,
લલચાઇ લોભાઇ ગયો તું નર ફુગરાઇ,
સેહાઇ બડાઇ કરી ગયો હરખાઇ,
ચતુરાઇ ફુકાંઇ નીંદયા કરી પરાઇ
અવલાઇ કલાઇ તારી સઉ પરખાઇ,
નમતાઇ ભલાઇ કર રહે ભલ મનસાઇ. ૨

અકડાઇ ઓકાઈ મરતો ન તું ઉછલાઈ
નકટાઇ નવાઈ તજી દે નર નાગાઈ,
પરાઇ કમાઇ ખાઇ ન મર પસ્તાઇ,
વનચાઇ લખાઇ જાસે સઉ વરણાઇ,
હરીફાઇ જુઠાઇ ન કર તુ તજ મુરખાઇ,
નમતાઇ ભલાઇ કર રહે ભલ મનસાઇ. ૩

તુ ગાઇ ગવાઇ ચીજ ન ગાતો ભાઇ,
કવીતાઇ સુવાઇ દારાની વખાણાઇ,
હલકાઇ હવાઈ તારી સઉ જણાઇ,
લેવાઇ લુટાઇ આબરૂ સઉ વીખરાઇ,
નરમાઇ સવાઇ મનીરામને માઇ,
નમતાઇ ભલાઇ કર રહે ભલ મનસાઇ. ૪

---

## બોધ
## ( રંગત છોટી )

પરનાર પર આશક મરી મરી જાએ છે,
તોપણ તે નાર પર યારની નહી થાએ છે,
જે વખ્તે પ્રીતપર નારની બંધાએ છે,
તે વખ્તે યાર તનમનથી હરખાએ છે,

પ્રેમી થઇ નારના પ્યારમા લપટાએ છે,
લપટાએ પ્રેમમા ફરી ન નીકલાએ છે,
થઇ પ્રેમને વસ પર નારના ગુણ ગાએ છે,
તોપણ તે નાર પર યારની નહી થાએ છે. ૧

મોહો માયામા પરનારના વીટલાએ છે,
થઇ ભમરો ભમે ફુલ જોઇને ફુલાએછે,
જેમ પતંગીયો દીપક જોઇ લલચાએ છે,
તેમ યાર પ્યારમા અંતે બલી જાએ છે,
ફસી પ્યાર પ્રેમમા યાર વીખ ખાએ છે,
તોપણ તે નાર પર યારની નહી થાએ છે. ૨

નસીયત કોઇની તેને નહી સંભલાએ છે,
છતી આંખે દુનીયા નહી દેખાએ છે,
સું થયું ને થાસે તે નહી સમજાએ છે,
કાંકરા જેવું ધન તેનું ખરચાએ છે,
થઇ પ્રેમને વસ પરનારના ગુણ ગાએ છે,
તોપણ તે નાર પર યારની નહી થાએ છે. ૩

જાંવેર ખરચે ધન તાંવેર વખણાએ છે,
કરી પ્યાર યાર પાછલથી પસતાએ છે,
દારાના બોલ ગ્યાનીથી પરખાએ છે,
મનીરામ નામનું ફુલ ન કરમાએ છે,
કંઇ આશક બીચારા પોતે વેચાએ છે,
તોપણ તે નાર પર યારની નહી થાએ છે. ૪




**વીજોગી નાએકા**

હુએ બદીમે–પાયાગમ ( એ રાહપર )

**( રંગત જુની. )**

કેમ કરોછો બેઇમાની–અરેજાની,
તમકાજ મારા પીઉરાજ, લાજ મે છોડી દુનીયાની*

તજયું મારૂ મે ઘરબારે=અરેયારે,
તમકારન મારા સજન તજયું મે કુટમ પરીવારે*
સઉમેણા મને મારે=નરનારે,
તમે આવસો મુજને કામ હામ મને એવી હતી ત્યારે*

**ટેકતા**

બાલપણાની પ્રીતું હતી,
હવે એવુ ઘટે નહી પતી,
દુખ ભોગવું છું હું અતી,

વીતી ચાલી આ જુવાની=અરેજાની,
તમકાજ મારા પીઉરાજ લાજ મે છોડી દુનીયાની* ૧

પેહેલે કહી મીઠીવાણી=લીધીતાણી,
હવે વાહલા વેરી થઇ જાઓ પરહરી મુનેપ્રાણી*
પાઓ પ્રીતીનું પાણી=દયાઆણી,
મારી શાથે રંગેરમો જમો ભમો પ્રીતની રીત જાણી*

**ટેકતા**

હું એવુ જાણતે નાથ,
તો આવત નહી તમ સાથ,
ઝાલત નહી હું કદી હાથ,

જાણત જો નાદાની=અરેજાની,
તમકાજ મારા પીઉરાજ લાજ મે છોડી દુનીયાની* ૨

થઇ મારી અતી ખ્વારી=કીધીયારી,
હું એવી જાણતે વાત જાતહું તજત નહી મારી*
ખોઇ સુધબુધ મે સારી=થઇ ન્યારી,
તમ છતા જતા પીઉ હતા મતા ખોઇ થઇ ગઇ દુખીયારી*

**ટેકતા**

ડુબી દુખ દરીયામા જાણ,
કાગલનું ચલાવું વાહાણ,
હવે તજો ન મુજને પ્રાંણ,

લીયો મારી વાત માની=અરેજાની,
તમકાજ મારા પીઉરાજ લાજ મે છોડી દુનીઆની* ૩

પરપુરૂસથી લપટાઇ=લલચાઇ,
જોઇ અનજાણાનો પ્યાર ખ્વાર થઇ નાર તે પસતાઇ*
કહે છે દાદાભાઇ=સવાઇ,
નહી કરી પુરૂસે દયા જરી મરી અંતે વીખ ખાઇ*

**ટેકતા**

હતું પેહલા જનમનું વેર,
તેથી કરીન યારે મહેર,
નારીએ ખાધું ઝેર,

કહે મનીરામ ગીયાની=અરેજાની,
તમકાજ મારા પીઉરાજ લાજ મે છોડી દુનીયાની* ૪





**નસીયત**

**રંગત બહેરે તવીલ.**

ન રેહવાની આ જાની જુવાની સદા મનખા દેહી મલે ન ફરીરે ફરી,
માટે કરતું ભજનમાન મારૂ કહયું ભજવુ હોએતો ભજીલે હરીરે હરી,
આંખ આપી છે જોવાને જોઇ તુલે કેમ બેઠો મુરખ આંખને બંધ કરી,
હાથ આપ્યા છે પુનદાન કરવા તુને તુ નથી કરતો ધર્મ આ કરથી જરી,
કાન આપ્યા છે સાંભલવાને બેઉતને સાંભલી લે તુ નીતીની નસીયત ખરી.
ચાલવાને તને પગ દીધા બેઉ ચાલ સતને તુ મારગ નજાતો સરી,
વાસના લેવાને આપ્યું છે નાક આ વાસ લે નેકીના ફુલની જાતું તરી,
માટે કરતું ભજન માન મારૂ કહ્યું ભજવું હોએતો ભજીલે હરીરે હરી. ૧

મુખ આપ્યું છે હરનામ લેવા તુને તે તું લેતો નથી બસ ગયો વીસરી,
જેટલુ લેવાયું એટલુ લઇ લે મુરખ નહીતો જાસે કોઇ માલ તારો હરી,
છતી આંખે તુ અંધો થઇને ફરે વાત સઉને કહે છે તુ મદની ભરી,
મારૂ મારૂ નકર કોઇ નથી તારૂ નર જાસે ચેહેરાનો રંગ એક દાહડે ઝરી,
સમો પાણીના જેવો વહી જાએ છે એક ઠામે નથી બેસતો તે ઠરી,
માટે કરતું ભજન માન મારૂ કહ્યું ભજવું હોએતો ભજીલે હરીરે હરી. ૨

મુર્ખ પાછલથી પસતાવો તુને થશે ચાલે કાલની સાંભે નહી બાહાદરી,
મોટા મોટા જોધ્ધા વીર ચાલી ગયા રાવ રાવણુબી સરખા ગયા નર મરી,
માહાબલવાન હોસે કદી જો તુ નર તોબી કાલને જોઇને જસે તુ ડરી,
નબચ્યા કાલથી કોઇ ન બચવાનો તું સત્ય મારૂ કહેવું ન સમજ મસકરી,

સમો પાણીના જેવો વહી જાએ છે એકઠાંમે નથી એઅતો તે ઠરી,
માટે કરતું ભજન માન મારૂ કહ્યું ભજવું હોએતો ભજીલે હરીરે હરી, ૩

જાગ નીંદરાથી નર ત્યાગ ગફલતને તું કરવી હોએતો તુ કર તેની નીત ચાકરી,
એવો દાતા દયાનો તે દાની હરી તેની ભગતી તુ કર એક ધ્યાનજ ધરી,
સત્યવાંણી ખરી લે સુણી તું ગુણી થાશે ભગતીથી નજનમ તારોવરી,
મનનો ગર્વ તજો હર ભજોરે ભજો દાસદાસ કહે સર્વને કરગરી,
મનીરામના છંદ પ્રબંદ સુણી કંઇ મુરખોના તનમન રહયાં થરથરી,
માટે કરતું ભજન માન મારૂ કહ્યું ભજવું હોએતો ભજીલે હરીરે હર ૪

# રંગત જુની ધુન નવી.

## સમો વરતે સાવધાન

વરસોવરસ કલીયુગનું બલ વધતું જાએ છે

### ( રંગત જુની ધુનનવી. )

જમાનો આવ્યો આ કેવો=રે જમાનો આવ્યો આ કેવો,
આંખ ઉઘાડી જુવો જમાનો છે જોયા જેવો,
પુત્ર મા બાપને મારેમાર=પુત્ર મા બાપને મારેમાર,
જેણે જન્મ આપ્યો આ જગમાં આપી અતી સુખસાર,
રાખે દીકરી પર માતા પ્યાર=રાખે દીકરી પર માતા પ્યાર,
ખાએ કમાઇ મા દીકરીની લાવી આપે યાર.
ખવરાવે મીઠાઈ ને મેવા=રે ખવરાવે મીઠાઇને મેવા,
આંખ ઉઘાડી જુવો જમાનો છે જોયા જેવો. ૧

નાર પીઉપતીને આપે દુખ=નાર પીઉપતીને આપે દુખ,
જોય પતી નજરોથી નાર પરયારને આપે સુખ
રાવ રંકોની ન જાણે ભુખ=રાવ રંકોની ન જાણે ભુખ,
મીઠાઇ મેવા લાવી રાખે ભડવાઓને સનમુખ,
સીધો સાધુને નહી દેવો=રે સીધો સાધુને નહી દેવો,
આંખ ઉઘાડી જુવો જમાનો છે જોયા જેવો. ૨

દોસ દોસોતુ ઘર મારે=રે દોસ દોસોતુ ઘર મારે,
ભાઇ ભાઇથી રાખે વેર મારવાતુ મન ધારે,

ભુલ્યા આચારી આચારે=રે ભુલ્યા આચારી આચારે,
પંડીતો પદભ્રસ્ટ થયા છોડી ઉતમ આહારે,
બોધ નીચોનો પડયો લેવો=રે બોધ નીચોનો પડયો લેવો,
આંખ ઉઘાડી જુવો જમાનો છે જોયા જેવો. ૩

પડવા લાગા આભથી પાણા=રે પડવા લાગા આભથી પાંણા,
ધરતી ધ્રુજવા લાગી પાપથી કમી થયા દાંણા,
જોઈ સઉ સમાને લપટાણા=રે જોઇ સઉ સમાને લપટાંણા,
દાદાભાઇ કહે આંખ છતા થઇ અંધાં અથડાંણા,
મનીરામ કહે ખ્યાલ એવો=રે મનીરામ કહે સમો એવો,
આંખ ઉઘાડી જુવો હજીબી છે જોયા જેવો. ૪

——:o:——

## નાએકાનો વીલાપ

### અંતે શાંત થયો સંતાપ

### ( રંગત જુની ધુન નવી. )

કેમ પતી નીરદય થયા એવા=રે કેમ પતી નીરદય થયા એવા,
ગોર મુખ જોઇ મોહી પડયા મને લાગા દુખ દેવા,
વીનંતી વીનતાની તમે માની=રે વીનતી વીનતાની તમે માની,
દયા કરી નહી જરી મને પરહરી તમે જાની,
રાખી તમે પ્રીત રીત છાની=રે રાખી તમે પ્રીત રીત છાની,
મનની મનમાં ઝુરછું હું ચરચા જોઇને ત્યાંની
કર્મકુડ કીધા તમે કેવા=રે કર્મકુડ કીધા તમે કેવા,
ગોર મુખ જોઇ મોહી પડયા મને લાગા દુખ દેવા. ૧

પતી પરનારી પરનરની=રે પતી પરનારી પરનરની,
નીર્દય નારપર યાર જેને દારકાર માલ જરની,
નીત ઉઠી ઝુરે નાર ઘરની=રે નીત ઉઠી ઝુરે નાર ઘરની,
મજા કરે પરનાર યાદ ધરનાર કરે વરની,
નીશ્ચે રદ ગઇ મારી સેવા=રે નીશ્ચે રદ ગઇ મારી સેવા,
ગોર મુખ જોઈ મોહી પડયા મને લાગા દુખ દેવા. ૨

રાતના જાવો છો બારે=રે રાતના જાવો છો બારે,
મનગમતા તમે રંગ કરો સઉમેણા મને મારે,
પરાઈ પ્યારી કરી નારે=રે પરાઇ પ્યારી કરી નારે

રજભરખી નહી ખબર રાખી તમે કોઇની ન દરકારે,
અતી ખાધા મીઠાઈ મેવા=રે અતી ખાધા મીઠાઈ મેવા,
ગોરૂ મુખ જોઈ મોહી પડયા મને લાગા દુખ દેવા. ૩

તીર સબ્દોના સહયા લાખો=રે તીર સબ્દોના સહયા લાખો,
મેહેર કરો હવે પતી અતી મને દુખમાં નાખો,
હેત મારાપર પીઉ રાખો=રે હેત મારાપર પીઉ રાખો,
રહયા સતીને સાથ પતી કહે દારા સત ભાખો,
છે મનીરામ સ્યામ જેવા=રે છે મનીરામ સ્યામ જેવા,
ગોરૂ મુખ તજી પતી સતીને લાગો સુખ દેવા. ૪




## આ ખીયાલોનો બનાવનાર સરવે શાહેરોનો ગુલાંમછે ગીયાનીઓનો દાસછે.

## ( રંગત છોટી જીની દોડ કડી.)

સુધ બુધ ભુલી ગયો મે પોતે ધર્યું ન હરનુ ધ્યાન,
બોધ સું કરૂં હું છઊં નાદાનજી,
ધન દોલતની કીધી હાંમ મે ભજયા ન કોઇદી રાંમ,
મદ માયામા ભુલ્યો હું નામજી,
નોક રાખીલોકમાં કીધા મે શોખના સરવે કામ,
રંગ રાગની કરી ધુમધામજી.

### શેર

જમ્યો ભોજન ભાવતા ઉપવાસ નહી કોઈ દી કર્યો,
કર્યો નહી ઉપકાર કોઇથી માલ હરજનનો હર્યો,

તુનદાઈ રાખી મન નીમે અકડાઈમાં આડો ફર્યો,
શેતદી રાજી રહયો મારગ ન મે સીધો ધર્યો.

નાનપણાથી ઘણા કીધા મે પાપ ભુલીને ભાન,
બોધ સું કરૂ હું છઉ નાદાનજી, ૧

ગુપ્ત પાપ મે કીધા ને લીધા સાધુના સીધા સામાન,
જરા મેકીયું નહી પુન દાનજી,
રાખી ટેક એક હું પદની ફર્યો મદમા થઈ મસતાન.
તીરથનું કીધુ ન એકે પાનજી.

શેર.

ખેતીવાડી મેડી બંગલાની કરીમે આસ મન,
યાર દોસોથી થયો દુશમન ફર્યો આપી વચન,
લોભ લાલચમાં પડી જઈ નહીં કીધું કોઈ દી ભજન,
બદલામ દુનીયામા થયો હું પદનુ તોએ મેલ્યું ન પન,

નાચ રંગપર રાખ્યો મે અતી પ્રેમ ભુલ્યો ભગવાન,
બોધ સું કરૂં હું છઉ નાદાનજી. ૨

વરસો વરસ વઈ ગયા તોએ હું હજી રહયો અનજાણ,
નાર પરપર મે આપ્યો પ્રાણજી,
રજભરપી મારામા ગ્યાન નહી છઊં પોતે પાશાણ,
ઠગાઈ થઈ ન કોઇને જાણજી,

કુંમકુડ કીધા હજારો પાચો બીજને વસ થઈ,
રહી ગયું અગન્યાનપણુ સુગ્યાન દઊં લોકોને જઈ,
મતહીન છઉ મુરખ કુમતીયો શું કરૂં સુભ મત લઈ,
નીંધ્યા પરાઈ નીત કરૂં મમભ્રસ્ટ બુધ્ધી થઈ ગઈ,

રામ નામથી કામ ન રાખ્યું એવો હું અગન્યાન,
બોધ સું કરૂં હું છઉ નાદાનજી. ૩

મરેલો માણસ બીજાને સું આપે જીવતદાન,
જીવ નહી જેના તન દરમ્યાનજી,

વગર ગ્યાનવાલો સું આપે બીજાને ગુણ ગ્યાન,
નથી જેનામાં કંઈ શુધ સ્યાનજી.

શેર.

તુન તુનીનો અવાજ સું ભાઈ જયાં નગારાં ગડગડે.
રાજાઓને જોઈ રંકો કરજોડી પગમાં પડે,
વાસના નેકીના ફુલની વારેઘડીએ નહી જડે,
લોક પ્રીય દાદાભાઈના ખ્યાલોથી ફુલો ઝડે.

છે મુરખ્ખ મુનીરાંમ માનનું માંગેછે એક પાન,
બોધ સું કરૂં હું છઉ નાદાનજી. ૪



## આ સુબોધ તુરશના ફયાલોના પુસ્તકોને પ્રથમથી આસરો આપનારા સદ ગ્રહસ્થોના મુબારક નાંમો.

| નામ. | નકલ. |
|---|---|
| કે. ગોવીંદરાંમની કંપની રંગુન | ૨૫ |
| હરકીસન મોરારજી હારમોનીયમ માસતર | ૨૦ |
| બંદે ખુદા | ૧૦ |
| ખરશેદજી મેરવાંનજી બાલીવાલા | ૧૦ |
| કાવશજી મનચેરજી ભાડેના | ૧૦ |
| ઠકર સેઠ હેમરાજભાઇ ખીમજી | ૧૦ |
| ઠકર ગોપાલ સુંદરજી | ૧૦ |
| ખતરી હારૂન.તછયબ | ૧૦ |
| ખતરી હરકીસન મુલચંદ ગરીબન નવાજ | ૧૦ |
| કાવશજી મેરવાંનજી ગ્યારા | ૮ |
| હોરમસજી અશપંદીઆરજી મોદી | ૭ |
| ખતરી સેઠ ગંગારામ હરખ ચંદ | ૭ |
| ખતરી ગંગારામ મંછારામ ભાજી પાઉ | ૭ |
| ખતરી હીરાલાલ પરમાંનંદ | ૬ |
| નવરોજજી ધનજીભાઇ મુંબઈ ઠીએટરના માલેક | ૫ |
| મનચેરજી એદલજી દેબુ | ૫ |
| રતનજી ફરાંમજી ઇછાપોરીઆ | ૫ |
| ધનજીભાઈ નવરોજજી ઇછાપુરીઆ | ૫ |
| ભીખાજી બમનજી | ૫ |
| ધનજીભાઈ બેજનજી ભગવાગર | ૫ |
| એદલજી બમનજી મીરજાં | ૫ |
| રૂશતમજી ખુદામુરાદ ઇરાંની | ૫ |
| સુકારામ ભીખાજી ફાટક | ૫ |
| પંડયા રવીશંકર શીવરામ | ૫ |
| જોશી શામજી સુંદરજી | ૫ |
| ઠકર ડાયાભાઇ પ્રેમજી | ૫ |
| ઠકર ભાણજી અન્ના | ૫ |

| નામ. | નકલ |
|---|---|
| ઠકર રણછોડ ઉકેડા | ૫ |
| ઠકર અન્ના અખાઇ | ૫ |
| ખતરી સ્વર્ગવાસી પ્રેમચંદ મોતીની કંપની | ૫ |
| ખતરી કેસવ વૃનદાવન | ૫ |
| ખતરી હરી પરમાનંદ | ૫ |
| ખતરી ગંગારામ અંબારામ લોચા | ૫ |
| ખતરી પસુભાઇ વનમાલીદાસ ઘંટી | ૫ |
| ખતરી અંબારામ ઝીણાભાઇ ડાકતર | ૫ |
| ખતરી ભાણાભાઇ મોતીરામ | ૫ |
| શા. કાલીદાસ લાધા | ૫ |
| શા. લધા હેમરાજ | ૫ |
| પટેલ આતમારામ વલભ | ૫ |
| અલાંયાભાઇ જુસબ ખુંદરવાલા | ૫ |
| હોગા અમીજી આદમજી | ૫ |
| ઘાંચી ઇસમાલભાઇ જમાલભાઇ | ૫ |
| નાદીર. અને બરજોર | ૪ |
| ધનજીભાઇ રૂશતમજી વરકીંન બાકસવાલા | ૪ |
| હીરજી કેસવજી | ૪ |
| ખતરી ભીખા હરગોવન છભાયા | ૪ |
| કનસારા માણેકલાલ હરગોવન | ૪ |
| ભાઇ પરશોતંમ વીરજી | ૪ |
| પાલનજી રૂશતમજી ઘડીઆલી | ૩ |
| નવરોજી કુવરજી માખનીયા | ૩ |
| દાદાભાઈ બેજનજી કાપડીઆ | ૩ |
| હીરજીભાઇ નવરોજજી ઇછાપોરીયા | ૩ |
| નસરવાંનજી આદરજી વકીલ | ૩ |
| પેસતનજી જમશેદજી આરગજી | |

| નામ. | નકલ. |
|---|---|
| વાલા.. ................... | ૩ |
| ઠક્કર કાકુ પુંજા. .......... | ૩ |
| ઠક્કર સુંદરજી લાલજી........ | ૩ |
| શા. ગોપાળદાસ ખુશાલદાસ તંબુવાલા .............. | ૩ |
| શા. કાનજી નારાણ ......... | ૩ |
| શા. કાલીદાસ જગજીવન...... | ૩ |
| મારવાડી ભાણજી નથુ ...... | ૩ |
| ખતરી મોતીરામ માણકચંદ ઘંટી .................... | ૩ |
| દરજી પરભુભાઇ લાલભાઇ ... | ૩ |
| દરજી વનારસી મુરાર......... | ૩ |
| પ્રાણજીવનદાસ લલ્લુભાઇ ઇંટવાલા.............. .. | ૩ |
| કોરી નાથાકાનજી............ | ૩ |
| ઇભરામ જલાલ ............ | ૩ |
| રૂસતમજી માણકજી કોપર ... | ૨ |
| રૂસમતજી પાલનજી વરકીન બાકસવાલા ....... ...... | ૨ |
| હીરાજી ફરામજી પાવડીવાલા... | ૨ |
| ધનજીભાઇ નવરોજી કોપર ... | ૨ |
| જીવણજી સાપુરજી મીસતરી... | ૨ |
| ધનજીભાઇ પાલનજી........ | ૨ |
| ફરામજી જમસેદજી ટ્રામવે ઇનસપેક્ટર............. | ૨ |
| દીનસાજી કાવસજી ઝવેરી.... | ૨ |
| મેરવાનજી ફકીરજી ગનદેવીયા.. | ૨ |
| ધનજીભાઇ નાનાભાઇ હોટલવાલા....... ....... | ૨ |
| ફકીરજી દાદાભાઇ મેવોરા..... | ૨ |
| રૂસતમજી નવરોજી શીટર ... | ૨ |
| ખરશેદજી હોરમજી ગજદર... | ૨ |
| ખરશેદજી કાવસજી કોટવાલ... | ૨ |
| જોશી ભીમજી દેવજી... . ... | ૨ |
| જોશી દેવકરણ કલ્યાણજી .. | ૨ |
| જોશી મેઘજી હરજી........ | ૨ |
| જોશી મમુ ઘેલા......... | ૨ |
| જોશી મકનજી ડાહ્યા ..... | ૨ |
| ઉપાધ્યા મુલશંકર દુલભરામ. | ૨ |

| નામ. | નકલ. |
|---|---|
| ભટ મણીશંકર દુલભજી..... | ૨ |
| શા. દેવચંદ કુબેરદાસ હેડ માસતર.............. | ૨ |
| શા. છગનલાલ કલ્યાણજી ... | ૨ |
| શા. મણીલાલ જમનાદાસ... | ૨ |
| શા હરખચંદ કપુરચંદ...... | ૨ |
| શા- નાગરદાસ પરભુદાસ તીજોરીવાલા ........... | ૨ |
| ઠક્કર મુલજીભાઇ નારાણ...... | ૨ |
| ઠક્કર કાનજી શીવજી.......... | ૨ |
| ઠક્કર નથુ ચાંપસી.......... | ૨ |
| ઠક્કર વીઠલ રવજી ........... | ૨ |
| ઠક્કર મટુભાઇ માધવજી...... | ૨ |
| ઠક્કર જેરામ નરસી ......... | ૨ |
| દેવજી મેઘજી ............. | ૨ |
| ઘેલાભાઇ લીલાધર ......... | ૨ |
| ખતરી નારાણદાસ રામાજી... | ૨ |
| ખતરી કાલીદાસ દેવજી...... | ૨ |
| ખતરી ડુંગરસી મુલજી...... | ૨ |
| ખાતરી બાપુલાલ ફત્તે . .... | ૨ |
| ખતરી આતમારામ પીતાંબર. | ૨ |
| ખતરી નરોતમ પીતાંબર..... | ૨ |
| ખતરી નારાણ માણકચંદ ... | ૨ |
| ખતરી વીઠલ ખુશાલ ગોરજી | ૨ |
| ખતરી અંબારામ મુરાર લંકા. | ૨ |
| પતી .................. | ૨ |
| ગોલીટવાલા ભવાનીદાસ ગોપાલદાસ ............... | ૨ |
| રસણીયા રણછોડ ગોરધન ... | ૨ |
| પટેલ નાથાલાલ નરોતમદાસ.. | ૨ |
| ગોલા કરમન રૂઘનાથ કંપની. | ૨ |
| વા. હરગોવનદાસ દલપતરામ... | ૨ |
| જડીયા વીઠલ ઝુમકરામ...... | ૨ |
| ભાવસાર કેસરજી આણંદજી... | ૨ |
| લુવાર કાનજી નાનજી ભાવનગરવાલા............... | ૨ |
| દરજી વીઠલમુરાર ... ........ | ૨ |
| સોની પરભુ મુલચંદ........ | ૨ |
| કાયત છગનલાલ બેચરદાસ.. | ૨ |

| નામ. | નકલ. |
| --- | --- |
| ઇભરામ આલમ સીપાઇ.... | ૨ |
| અબદુલ કરીમ બાંગડીવાલા... | ૨ |
| દાદાભાઇ માણેકજી મામા..... | ૧ |
| શોરાબજી મેરવાનજી કાતરક.. | ૧ |
| દોરાબજી એદલજી મેવાવાલા. | ૧ |
| શોરાબજી ફરામજી બોઇ...... | ૧ |
| પાલનજી શોરાબજી કડવા..... | ૧ |
| દોરાબજી નવરોજી કોપર.. ... | ૧ |
| દોરાબજી મેરવાનજી ઇછાપુરીયા ................ | ૧ |
| દીનશાજી દાદાભાઇ ઉદવાડીયા. | ૧ |
| દાદાભાઇ માણકજી એરાવીયા... | ૧ |
| ધનજીભાઈ ખરશેદજી દીવેચા.. | ૧ |
| કુવરજી નાનાભાઈ ઘડીયાલી.. | ૧ |
| નવરોજજી નસરવાંનજી કોપર. | ૧ |
| સાપુરજી બમનજી મેવાવાલા. | ૧ |
| માંણેકજી એદલજી સરકારી.. | ૧ |
| ધનજીભાઇ હોરમજજી ગ્યારા... | ૧ |
| જમસેદજી નવરોજજી પીઠાવાલા | ૧ |
| નવરોજજી બમનજી ટપાલ.. | ૧ |
| પેશતનજી દારાબજી મેવાવાલા | ૧ |
| પેશતનજી મોટાભાઈ ઉદવાડીયા | ૧ |
| બેરામજી હોરમજજી દાડીવાલા. | ૧ |
| ભીખાજી નાનાભાઇ મેવાવાલા | ૧ |
| કુંવરજી માંણેકજી મેવાવાલા. | ૧ |
| પાલનજી એદલજી કારખાનાવાલા.................. | ૧ |
| નસરવાંનજી દોરાબજી... .. | ૧ |
| એદલજી માંણેકજી કારખાનાવાલા.................. | ૧ |
| પીરોશાહા બેરાંમજી ઝવેરી ... | ૧ |
| દોશાભાઈ શોરાબજી મારકર... | ૧ |
| પેશતનજી ખરસેદજી પેનટર... | ૧ |
| નસરવાનજી નાનાભાઈ કોપર.. | ૧ |
| દોરાબજી એદલજી બાદશાહા. | ૧ |
| કાવશજી નાનાભાઇ કોપર ... | ૧ |
| મનચેરજી ફરામજી ગગડાટ.. | ૧ |
| રૂશતમજી બેજનજી ર. માછી. | ૧ |
| હોરમજજી નવરોજજી કોપર. | ૧ |
| બેરામજી શોરાબજી દારૂવાલા.. | ૧ |
| માંણેકજી ખરશેદજી........ | ૧ |
| શાપુરજી કાવશજી ગાંધી ..... | ૧ |
| પાલનજી મેરવાંનજી બોખરી. | ૧ |
| નશરવાંનજી મેરવાનજી પેઠીગરા | ૧ |
| શોરાબજી શાપુરજી દારૂવાલા. | ૧ |
| દીનશાજી હોરમસજી પેટલ... | ૧ |
| કાવસજી બમનજી ગાડીવાલા... | ૧ |
| અરદેશર દાદાભાઈ ગાડીવાલા. | ૧ |
| હોરમજજી પેશતનજી ઉશતાદ. | ૧ |
| બરજોરજી દાદાભાઇ દારૂવાલા | ૧ |
| પેશતનજી બમનજી કોપર ... | ૧ |
| રૂશતમજી કુવરજી નેતરવાલા... | ૧ |
| દોરાબજી જમશેદજી મીશતરી | ૧ |
| દીનશાજી પેશતનજી બાલીમોરીઆ ..... .......... | ૧ |
| એદલજી નવરોજજી ગોવાડીયા | ૧ |
| પેશતનજી મનચેરજી કરાંની... | ૧ |
| રતનજી હોરમજી દાડીવાલા... | ૧ |
| ફરાંમજી નવરોજજી મેદવાર. | ૧ |
| શેરીયારજી રૂશતમજી મીશતરી | ૧ |
| ખરશેદજી હીરજીભાઇ ભાડેના. | ૧ |
| શોરાબજી હોરમસજી મીસતરી. | ૧ |
| નસવાનજી રૂસતમજી મીસતરી. | ૧ |
| નવરોજજી પેસતનજી ધાબલીવાલા.................. | ૧ |
| પીરોશાહ રૂસતમજી વકાલ... | ૧ |
| કાવસજી દોરાબજી વેસુગરા... | ૧ |
| કાવસજી રૂસતમજી ભગવાગર. | ૧ |
| હોરમશજી પાલનજી નેતરવાલા. | ૧ |
| બેજનજી પાલનજી વરકીન બાકસવાલા.................. | ૧ |
| દીનશાજી જીવાજી ફીટર..... | ૧ |
| ધનજીશાહ કુવરજી ફીટર... | ૧ |
| ખરશેદજી શાપુરજી ગોદાનાડ ગોડવાલા................ | ૧ |
| કાવસજી બેજનજી ફીટર..... | ૧ |
| રતનજી જમસેદજી મોદી..... | ૧ |
| એદલજી મેરવાનજી બુચીના... | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| એદલજી અસપંદીયાર મીઠાઇવાલા | ૧ |
| રતનજી નવરોજજી રાદેરીયા.. | ૧ |
| જમશેદજી માણુજી ચોકસી.... | ૧ |
| દોરાબજી શાપુરજી છપનીયા... | ૧ |
| ફરામજી કાવસજી........... | ૧ |
| શોરાબજી અરદેશર ડોલાસા... | ૧ |
| લીમજીભાઇ બેરામજી નાડગોડીયા........ | ૧ |
| નસરવાનજી એદલજી નવસારીવાલા........ | ૧ |
| જમશેદજી કાવસજી ખુરસીવાલા........ | ૧ |
| દોસાભાઇ કાવસજી નેતરવાલા.. | ૧ |
| નાગરશા એદલજી બામબોટ... | ૧ |
| જમશેદજી એદલજી મીસતરી. | ૧ |
| કાવસજી પોંચાજી........ | ૧ |
| બમનજી હીરજીભાઇ તાસકર.. | ૧ |
| નારશાહ દાદાભાઇ ઇજનેર તથા સુરતી........ | ૧ |
| માણુકજી ભીખાજી પટેલ ... | ૧ |
| ફરામજી જીવણજી રતનજી કલાર્ક........ | ૧ |
| નવરોજજી ફરામજી ડ્રાઇવર... | ૧ |
| કે. આર. વાછા........ | ૧ |
| જોશી નારણ હરજી ........ | ૧ |
| જોશી જેયશંકર જેઠા .... | ૧ |
| જોશી અંબાશંકર પ્રેમજી ... | ૧ |
| જોશી દુલભદાસ નાનજી સીહોરવાલા ........ | ૧ |
| જોશી માધવજી હરજીવન .. | ૧ |
| જોશી જમનાદાસ ખીમજી... | ૧ |
| જોશી ચતરભુજ લાલજી ... | ૧ |
| જોશી કેસવજી ધરમસી ...... | ૧ |
| જોશી દેવશંકર કાશીરામ ધારીવાલા........ | ૧ |
| જોશી અંબાશંકર ડોશાલાલ. | ૧ |
| ભટ વલભ જેકીશન....... | ૧ |
| ભટ મોતીરામ પરમાનંદ...... | ૧ |
| માસતર ગણપતરામ રેવાશંકર. | ૧ |
| માસતર હરીશંકર મલકારજન. | ૧ |
| મેતા જેયશંકર મોતીરામ ... | ૧ |
| મેતા ઉમેદરામ નરભેરામ ... | ૧ |
| વઇદરાજ વીનાયકરાવ તુલજારામ નોશારીવાલા ........ | ૧ |
| રામવીશનું હલદનકર સાવંત વાડીવાલા ........ | ૧ |
| બાવા ભગવાનદાસ પ્રેમદાસ... | ૧ |
| બાવા રામપુરી મોતીપુરી...... | ૧ |
| ઠકર નેણશી દયાલ ........ | ૧ |
| ઠકર ગોકલદાસ રતનસી ...... | ૧ |
| ઠકર દુલભ વસરામ ........ | ૧ |
| ઠકર નાગણુ મોનજી ........ | ૧ |
| ઠકર જાદવજી લખમીદાશ ... | ૧ |
| ઠકર મટુ ભીમજી.. ........ | ૧ |
| ઠકર દયાલ કાલીદાશ........ | ૧ |
| ઠકર રામજી આણુંદજી ..... | ૧ |
| ઠકર શુંદરજી જાદવજી ...... | ૧ |
| ઠકર દવન કાનજી........... | ૧ |
| ઠકર મુલજી ભીમજી....... | ૧ |
| ઠકર કાલીદાશ શુંદરજી ...... | ૧ |
| ઠકર દામોદર ગોવનજી ...... | ૧ |
| ઠકર ખતરી રવીશંકર ઝીણાભાઈ........ | ૧ |
| શા. હરજીવન લાધા ........ | ૧ |
| શા. મોતીલાલ પરમાનંદ ... | ૧ |
| શા. વીઠલદાસ સામજી બરનાવાલા........ | ૧ |
| શા. મગનલાલ ભાણજી દલાલ | ૧ |
| શા. મોરારજી પ્રેમજી........ | ૧ |
| શા. જેકીસન માણેકલાલ .... | ૧ |
| શા. હરગોવન જીવણ........ | ૧ |
| શા. મગનલાલ વનારસી..... | ૧ |
| શા. જાદવજી કરસન ........ | ૧ |
| શા. વીઠલદાસ જાદવજી...... | ૧ |
| શા. લવજી જીવણ ....... | ૧ |
| શા. હીરાલાલ લખમીદાસ ... | ૧ |
| શા. ગોકલદાસ જસરાજ...... | ૧ |
| શા. છોટાલાલ હરીલાલ...... | ૧ |
| શા. કીલા નારાણ........ | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| શા. વાડીલાલ લલ્લુચંદ | ૧ |
| શા. વીરજી ત્રીકમ | ૧ |
| શા. વીઠલદાસ ગલાલચંદ | ૧ |
| શા. કરસનદાસ પરમાનંદ દલાલ | ૧ |
| શા. હંસરાજ પોપટ | ૧ |
| શા. પાનાચંદ ઘેલાભાઇ | ૧ |
| શા. મોતીલાલ લાલદાસ | ૧ |
| શા. વીઠલદાસ મનોરદાસ | ૧ |
| શા. વાડીલાલ હેમચંદ | ૧ |
| શા. મદનજી ખુશાલ કલકતા વાલા | ૧ |
| તોલાશંકર જીવણરામ | ૧ |
| મેડ નરસીદાસ ખીમજી વૈદ | ૧ |
| ભનસાલી ધરમદાસ ભગવાનદાસ | ૧ |
| ભનસાલી કાલીદાસ કાનજી | ૧ |
| ભનસાલી માણેકલાલ ગીરધર | ૧ |
| ભનસાલી મંગલદાસ પ્રાણજીવનદાસ | ૧ |
| ભનસાલી પરભુદાસ પ્રાણજીવનદાસ | ૧ |
| ભનસાલી મોનજીભાઇ પ્રાણજીવનદાસ | ૧ |
| ભનસાલી નાનાભાઇ કાશીદાસ. | ૧ |
| ભનસાલી લાલજી અમરસી ચશમાવાલા | ૧ |
| ખતરી ફકીરચંદ ભવાનીશંકર | ૧ |
| ખતરી ફીલા વનદ્રાવન | ૧ |
| ખતરી પરસોતમ કાનજી | ૧ |
| ખતરી કાલીદાસ સવજી | ૧ |
| ખતરી પરભુ ફકીર | ૧ |
| ખતરી ગંગારામ જગજીવન ગાંધી | ૧ |
| ખતરી આતમારામ તીલકચંદ. | ૧ |
| ખતરી ભનુલાલ ચતરભુજ | ૧ |
| ખતરી મોરારજી ડોસા | ૧ |
| ખતરી રામજી ગોવીંદ | ૧ |
| ખતરી ચુનીલાલ વેલજી | ૧ |
| ખતરી કીશનારામ ઝીણાભાઇ. | ૧ |
| ખતરી પરમાનંદ મુરાર | ૧ |
| ખતરી ખુશાલદાસ જમનાદાસ | ૧ |
| ખતરી કાલીદાસ દાજી | ૧ |
| ખતરી ખુશાલ ભગવાન | ૧ |
| ખતરી કલ્યાન જગજીવન વલસાડીયા | ૧ |
| ખતરી રણછોડદા જીવણ વલસાડીયા | ૧ |
| ખતરી ત્રીકમ રતનજી | ૧ |
| ખતરી નરોતમ પરસોતમ ગનદેવીયા | ૧ |
| ખતરી આતમારામ લાલદાસ. | ૧ |
| ખતરી દામજી નાનજી | ૧ |
| ખાતરી જેકીસન નારણ | ૧ |
| ખતરી શીવલાલ ફકીરચંદ | ૧ |
| ખતરી લલ્લુભાઇ નારણ ઘંટી. | ૧ |
| ખતરી આતમારામ દયાલ | ૧ |
| ખતરી એચર ગંગારામ | ૧ |
| વાંઝા આણંદજી લાધા | ૧ |
| વાંઝા ભીખા દેવજી | ૧ |
| વાંઝા લીલાધર કાનજી | ૧ |
| વાંઝા લીલા ઝીણા | ૧ |
| દરજી મોતીરામ રતનજી | ૧ |
| દરજી રામજી ચુનીલાલ | ૧ |
| દરજી પીતાંબર માધવ | ૧ |
| દરજી નગીનદાસ વીઠલ | ૧ |
| દરજી કાલીદાસ ત્રીકમ | ૧ |
| દરજી મુલચંદ પીતાંબર | ૧ |
| દરજી ફકીર ત્રીકમ | ૧ |
| દરજી રંગીલદાસ નરોતમ | ૧ |
| દરજી પ્રાણજીવન ઘેલા | ૧ |
| ઇરાનીની ટોપી સીવનાર વીઠલ રાઇચંદ | ૧ |
| દરજી પ્રાણજીવન નરસી | ૧ |
| દરજી કાસીદાસ પીતાંબર કોરટ વાલા | ૧ |
| કનસારા ભગવાન વલભ | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| કનસારા ગુલાબચંદ પરસોતમ. | ૧ |
| કનસારા ભાઇચંદ મુલચંદ... | ૧ |
| કનસારા મગનલાલ મુલચંદ... | ૧ |
| કનસારા ગોરધન મોતીરામ ... | ૧ |
| કનસારા ચુનીલાલ ફકીરચંદ... | ૧ |
| કનસારા અંબારામ પેથું . . | ૧ |
| કનસારા રંગીલદાસ મોતીરામ. | ૧ |
| કનસારા જેકીસન મગનલાલ. . | ૧ |
| કનસારા ગગલદાસ લાલભાઇ... | ૧ |
| કનસારા વીજભુખણ ડાયાભાઈ. | ૧ |
| દેસાઈ ભીમજીભાઈ દલપતરામ. | ૧ |
| પટેલ રણછોડ ગીરધરલાલ ... | ૧ |
| બારોટ મુરારજી મોહન... .. | ૧ |
| કરસનદાસ નથુ.............. | ૧ |
| નાયક ડાયાલાલ શીવરામ. .. | ૧ |
| નાયક મોહનલાલ દુલભ...... | ૧ |
| મોતીલાલ માણેકલાલ ...... | ૧ |
| દેવજી નારણ ..... . ...... | ૧ |
| ગવલી દેવજી લક્ષ્મીમન ...... | ૧ |
| બાબુ ચીરનજીલાલ સ્યામલાલ. | ૧ |
| સોનાર મોતીરામ નથુ ...... | ૧ |
| ટંકસાલી રણછોડદાસ પરસોતમ. | ૧ |
| ટરનર રણછોડ દુલભ ...... | ૧ |
| મીશીનમેકર દામોદર ફકીરચંદ. | ૧ |
| સીકલીગર હરીભાઈ પરસોતમ. | ૧ |
| પેંટર રતનજી ઇછારામ ...... | ૧ |
| મીસતરી કબા કાલા.......... | ૧ |
| મીસતરી ડાયાભાઈ મુરાર . | ૧ |
| મીસતરી સવા ભાણજી ...... | ૧ |
| સુતાર હરજીવન ધનજી .... | ૧ |
| સુતાર લાલજી જેરામ ...... | ૧ |
| સુતાર રામજી મુરાર......... | ૧ |
| કુંભાર ગાંગજી જેઠા.. ...... | ૧ |
| કુંભાર જીવા પરબત......... | ૧ |
| કુંભાર અરજન કારા ...... | ૧ |
| કુંભાર કરસન ગંગારામ...... | ૧ |
| કાયત નાથાભાઇ નરસીદાસ.. | ૧ |
| કાયત મગન સુનચંદ ...... | ૧ |
| કાયત ઇછારામ કુબેરદાસ ... | ૧ |
| લુવાર ઝીણાભાઈ મુલજી ... | ૧ |
| રસણીયા હરકીસન પેથું..... | ૧ |
| રસણીયા રનછોડ બાલુ ...... | ૧ |
| રસણીયા કાલીદાસ અંબારામ. | ૧ |
| ભાવસાર કાસીરામ હરકીસન દાસ .................... | ૧ |
| ભાવસાર પરસોતમ ફકીર ... | ૧ |
| ભાવસાર આતમારામ હરજીવન. | ૧ |
| ભાવસાર આણંદજી વાલજી.. | ૧ |
| ભાવસાર રણછોડ ભાણા ... | ૧ |
| ભાવસાર કારા મુલજી ..... | ૧ |
| નરસઈ કચરા ............... | ૧ |
| ભાઈ ધનજી વેલજી ....... | ૧ |
| ભાઈ જેઠા ખીમજી .... ... | ૧ |
| ભાઈ હીરજી ખીમજી .. ... | ૧ |
| વા. પીતાંબર દેવજી ....... | ૧ |
| વા હરજીવન કેશવ . ...... | ૧ |
| ગોલા અમથા પરસોતમ...... | ૧ |
| ગોલા જીવણ મગન ...... | ૧ |
| કોલી બેચર જસા ગાયવ...... | ૧ |
| કોલી ગોકલ ગોવીંદ ......... | ૧ |
| ઘાંચી હીરજી કરસન ........ | ૧ |
| ઘાંચી સુંદરજી રતનજી ... . | ૧ |
| ઘાંચી હરીભાઇ પુંજા........ | ૧ |
| ખોજા જાનમહમદ રવજી.. ... | ૧ |
| ખોજા આદમ દોસા ....... | ૧ |
| ખોજા રામજી ઇભરાહમ .... | ૧ |
| દરોગઅલી બંદે અલી લાડક. | ૧ |
| હાજીમીયા વજીરમીયા જમાદાર. | ૧ |
| સાલેમહમદ બીન હાજીઇસમાલ પેલવાન ................ | ૧ |
| જંગમન.................. | ૧ |
| બોરા જાફરજી તઇયબઅલી બંગાલી .............. | ૧ |
| બોરા મહમદઅલી અબદુલઅલી બંગાલી.......... .... | ૧ |
| બોરા અબદુલહુસેન ગુલામ હુસેન . ......... | ૧ |
| બોરા હસનઅલી ઇસમાલજી... | ૧ |
| બોરા સમસુદીન ઇસાજી...... | ૧ |
| બોરા ઇસુફઅલી અલીભાઇ... | ૧ |
| મેરવાનજી ફરામજી પટેલ .. | ૧ |
| બરજોરજી જમશેદજી પટેલ.. | ૧ |

**આ શુબોધ મનોરંજક તુરશના ગુજરાતી ખેયાલોની ચોપડી નીચેનાં લખેલાં ઠેકાંણાંવોથી મલશે.**

---

કોટમા—**ફીરોજશા દીનશા મુકાદમ** પુશતકો વેચનાર તથા પ્રગટ કરનાર, બજારગેટ સ્ટ્રીટ, ઘડીઆલ ની શાંમે, કોટ, મુંબઇ.

**ગુલાલવાડીના**—રશતાપર **ભનશાલી દેવીદાશ લલુભાઈ** **ના** શરકારી ઇશકોલવાલા માલામાંથી **ઠાઠ** **મણીશંમ જીવણ** માલેક પાશેથી મલશે.

**નવશારીમા**—મલેશર પાંચ હટડીમા શરની ઇશકોલની શાંમે **હોરમજજી રૂશંમજી કોલાની** પરચુટન શામાનની દુકાનેથી મલશે.

**શુરતમાં**—શલાવટ પરાની શતર કોટડીમા **ખતરી ગોવંદ કાંનજીને** તાંથી મલશે.